# चांपराजहाडो ने सोनराणी

## नाटक सप्तांकी.



रचनार

स्वर्गस्थ कवीश्वर

**वाघजी आशाराम ओझा.**

प्रसिद्ध कर्त्ता.

**मूळजी आशाराम ओझा.**

सूर्यप्रकाश थीएटर स्टेशन रोड-सुरत.

मोरबी आर्य सुबोध नाटक मंडळीने माटे.



आवृत्ति ४ थी.

શા. ખુબચંદ અમીચંદના ધી "જૈન" એન્જીન
પ્રીન્ટીંગ પ્રેસમાં પ્રભુશંકર નરભેરામ વ્યાસે
છાપ્યું. ઠે. ખપાટીઆ ચકલા-સુરત.



સંવત ૧૯૭૩ સને ૧૯૧૭



મૂલ્ય રૂ. ૧) એક.



આ ચોપડી સન ૧૮૬૭ ના ૧૫ આક્ટ પ્રમાણે રજીસ્ટર
કરાવી છે માટે તે તથા તેનો કોઈ ભાગ ફારસ પ્રવેશ
ગાયનની તરજો વિગેરે કાંઈ પણ કોઈ છપાવશે
યાને ભજવશે યાને તેની મતલબ તેના નાટકમા
દાખલ કરશે તેના પર કોપી રાઈટનો
ભંગ કરવા માટે કાયદેસર
ઇલાજ લેવામાં આવશે.



स्वर्गस्थ कवीश्वर वाघजीभाइ आशाराम ओझा.

SURAT, Jain E. P. Press

# અર્પણ પત્રિકા.

## પ્રિયમિત્ર ભાઇ વનેચંદ પોપટભાઈ.

### હરીગીત છંદ.

બહુ બાળપણુમાં સ્નેહથી, ભેળા રહી આપણુ રમ્યા,
અભ્યાસમાં પણ એક સમયે, એક શાળામાં ભણ્યા;
આપે વધારી ઉત્તરોત્તર, મિત્રતા સાચી સમરૂં,
સન્મિત્ર તમને સ્નેહથી, આ ગ્રંથ હું અર્પણ કરૂં. ૧
સન્મિત્રનાં લક્ષણ બધાં તમ વિશે મૂર્તિમાન છે.
શ્રેયસ્ સદા આ મિત્રનું, કરવામાં જેનું ધ્યાન છે;
ખામી બતાવી વચન કડવાં, કોછો હિત ચાહી ખરૂં,
સન્મિત્ર તમને સ્નેહથી, આ ગ્રંથ હું અર્પણ કરૂં. ૨
મુજ દોષ ઢાંકો, કીર્ત્તિ દાખો, ગુપ્ત રાખો દિલતણી,
ગુણ પ્રગટ કર્ત્તા, પ્રીત ધર્ત્તા દૂખ હર્તા હરઘડી;
છે છબી નિર્મળ સ્નેહની, નિશદિન નીરખીને ઠરૂં.
સન્મિત્ર તમને સ્નેહથી, આ ગ્રંથ હું અર્પણ કરૂં ૩
સન્મિત્ર જગમાં શરીરનો સ્થિતિ ભરૂંસો નહિ રતી,
નિજ સ્નેહનું સંભારણું કરવાને કીધી આ મતી;
છો પૂર્ણિમાના ચંદ્ર વિનયી, નામ તત્ર ગ્રંથે ધરૂં,
સન્મિત્ર તમને સ્નેહથી આ ગ્રંથ હું અર્પણ કરૂં. ૪

તમારો સ્નેહી.

**વાઘજી આશારામ ઓઝા.**

ગ્રંથકર્ત્તા.

# પ્રસ્તાવના.

આ ચાંપરાજ હાડાનું નાટક સર્વ સ્ત્રીઓને બોધ લેવા લાયક છે. આ નાટકની વસ્તુ દંતકથા પરથી યોજેલી છે. એટલુંજ નહીં. પણ મારવાડમાં આ વાત પ્રચલિત છે તેથી વિશેષ નહીં કહેતાં માત્ર તેના રહસ્યની આપણે જરૂર છે.

હાડા એટલે હાડોતી રજપૂત પ્રથમથીજ ઘણા શૂરવીર હતા, એવું ઇતિહાસપરથી સિદ્ધ થાય છે. અને તેઓ મુગલો સામે પણ ટક્કર લેતા, એવા પુરાવા ઇતિહાસોમાંથી નિકળે છે. એલફીનસ્ટન સાહેબ તેમના ભરતખંડના ઇતિહાસમાં લખેછે કે તેમનું મૂળ નગર હારાવતી હતું. અને એમની અસલ ગાદી અજમેરમાં હતી, ઈ. સ. ૧૩૪૨ માં તેમની રાજધાની બુંદીકોટામાં થઈ, તે આજ સુધી પણ છે. મુગલ સરકારના સુબેદારો પાસેથી રતનભોર નામનો કિલ્લો તેમણે જીતી લીધો હતો, અને જ્યારે અકબર બાદશાહે દિલ્હીને પાય તખ્તે બેસી જેપૂર, જોધપૂર વિગેરેના રજપૂત રાજાઓને જીતી નમાવ્યા, ત્યારે આ હાડા રજપૂતોએ પણ અકબરની સત્તાને કબુલ કરી હતી. તો પણ ઉપરના બેએ જેમ અકબૂરને દીકરીઓ આપી ખાનપાનાદિકનો વ્યવહાર કર્યો હતો, તેવો વ્યવહાર આ હાડા રજપૂતોએ અકબર બાદશાહની નોકરીમાં હાજર રહેતાં છતાં ટેક રાખી કર્યો નહોતો. એ બાબતની સાબીતીઓ પણ મળી આવે છે. ઉદેપૂરના પ્રતાપસિંહરાણા, જેણે છેવટ સુધી અડગ રહી ક્ષત્રીની નિર્દોષ કીર્ત્તિ સાચવી હતી, તેણે જેપૂર જોધપૂરથી ખાનપાનાદિકનો વ્યવહાર તજી બુંદીકોટાના રાજા સાથે તે રાખ્યો હતો. અને ક્ષત્રી સંબંધ પણ તેનીજ સાથે રાખ્યો હતો, એ સિવાય આ નાટકમાં પણ જે જે વખત હાડાનો પ્રસંગ આવ્યો છે, ત્યાં તેની શૂરવીરપણાની ટેક, ક્ષત્રી કુળનું ખરૂં અભિમાન, પ્રગટ જણાઇ આવ્યા વગર રહ્યાં નથી. વળી ચાંપરાજહાડો અકબર બાદશાહના વખતમાંજ હતો, અને તેની સભાના સભાસદ તરીકે બેસનાર એક હતો. એ વાત બીજા પણ કેટલાક આધારથી સિદ્ધ થાય છે. જ્યારે અકબર બૈદશાહની સાથે ગંગકવિને એક મહાભારત હોડ થઇ કે ભાટના છોકરા

જન્મથી જ ભાટ હોય છે કે કેમ ? એટલે સરસ્વતી પ્રસન્ન જન્મથીજ હોય છે કે કેમ ? એ ચર્ચા ચાલી, ત્યારે ચાંપરાજ એ સવાલનું સમાધાન કરવામાં સાથે હતા, એવું લોક કથાના રચનાર રુસ્તમ છરાનીએ સવિસ્તર આપેલું છે. તેમજ કાઠિયાવાડ દેશની વાર્તાઓમાં પણ આ વાત પ્રસિદ્ધ છે.

સતી સોનરાણીનું અપૂર્વ સતી ચરિત્ર સ્ત્રીઓને નીતિ ઉપદેશનો એક નમુનો છે. પોતાનો સ્વામી પરદેશમાં હોય, ત્યારે શી રીતે વર્તવું, કેવા ખાનપાનાદિકમાં નિયમ પાળવા, અંતઃકરણમાં પતિપ્રતિ કેવી નિર્મળ ભક્તિ સદા રાખવી, અને પોતાનો સ્વામી સંકટમાં આવ્યો હોય ત્યારે હિમ્મત પકડી ન ગભરાતાં તેને તેમાંથી મુક્ત કરવા કેવા ઉપાયો લેવા, ઇત્યાદિક ઘણા હિમ્મતને નીતિના ઉપદેશો મળી શકેછે, પણ એ વિશે સવિસ્તર લખતાં ઘણુંજ લંબાણ થઇ જાય માટે આ નાટક વાંચી સર્વ આર્ય સ્ત્રીઓ, બ્હેનો, હિતોપદેશ લેશે એમ ગ્રંથકર્ત્તાની વિનતિ છે. સોનરાણીના નિયમ પતિવ્રત વ્રત પાળવામાં બહુજ સખ્ત હતાં. એવું તો વિરલ સ્ત્રીએ થી બને છે. આ નાટકના નાયક ચાંપરાજ હાડાએ શેરએક મીયાંના ખોટા પ્રપંચથી સોનરાણીનાં સતીત્વનો પૂરો તપાસ ન કરતાં વહેમ લાવી સાહસ કર્યું છે, અને પાછળથી તેનો ઘણો પશ્ચાતાપ થયો, માટે તેવી રીતે કોઇ પુરૂષે પોતાની સ્ત્રીની નીતિ વિશે કોઇના પ્રપંચી કથનથી વહેમ ઉત્પન્ન થયો હોય, તો પણ જાતે પૂરી તજવીજ પૂછપરછ કર્યા વગર સાહસ કરવું નહીં પણ આદ્યંત તપાસ કરી ખરી બીનાની ખાતરી થયા પછી આગળ પગલું ભરવું, ચાંપરાજ હાડાએ એક તો વખત થોડો ને બીજો ગુસ્સાનો આવેશ, એ બે બાબતને લીધે કાંઇ અધુરી તજવીજ કરી એટલો તેને દોષીતગણીએ તો ગણી શકાય; પણ તે સિવાય સર્વ પ્રકારે ચાંપરાજનું શ્રરાતન તેનું સરણાગત રક્ષક બીરદ, અનુપકાર, પરઉપકાર ઇત્યાદિક ધીર ને વીર પુરૂષના પુરાં લક્ષણો એક તાજુબી પમાડનારને શિક્ષણીય, આખા નાટકના પ્રસંગપરથી પ્રદર્શિત થાય છે.

આ નાટકનો પ્રસંગ સર્વત્ર પ્રસિદ્ધ છે, તેથી આખું નાટક સહુ ભાઇઓને સરલ રીતે સમજાશે એવું ધારી આંહી વારતારૂપે તેનું

શરણાંગત રક્ષક બીરદ, અજીતુકાર. પરઉપકાર ઇત્યાદિક ધીર ને વીર પુરૂષના પુરાં લક્ષણો તાજુબી પમાડનારને શિક્ષણીય, આખા નાટકના પ્રસંગપ થી પ્રદર્શિત થાય છે.

સતી સોનરાણીએ પોતાના સ્વામિને દિલ્હી પાદશાહ પાસે નૃત્યગાન કળાથી રંજન કરી પાદશાહનું વચન લઇ તેને ઉગાર્યો, એ ઘણુંજ બહાદુરીનું કામ કર્યું છે. આ ઉપરથી કોઇ એમ શંકા લીયે કે રાજાની રાણીઓ નૃત્યગાન કળામાં એટલે દરજ્જે ક્યાંથી હુંશીયાર હોય, તોતે વાતમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. આપણા રજપૂત રાજાઓમાં પ્રાચીન કાળમાં સ્ત્રીઓ ઘણી વિદ્વાન હતી. અને રાજાઓ અંતઃપૂરમાં ગાયન સાંભળતા, એમ ઘણા પૂરાવા મળી આવે છે. (મનુસ્મૃતિમાં ૨૨૫ મા શ્લોકનો ભાવાર્થ, એવો છે કે રાજાએ અંતઃપૂરમાં ગાયન સાંભળવું અને થોડું ભજન કરવું. અને પછી સુવું. પછી વિશ્રાન્ત એટલે તાજો થઇ પ્રાતઃકાળે વહેલા ઉઠવું. એવો રીવાજ મનુના વખતથી હોય એમ જણાય છે. તેથી સ્ત્રીઓ નૃત્યગાન કળા શીખતી હોય તેમ સિદ્ધ થાય છે.

સતી સોનરાણીએ વારાંગનાનો વેશ ધારણ કર્યો, એ કામ આજની સતીઓ, વારાંગનાના સબબથી એ વેશ ધારવો એ કદી તેના દરજ્જાથી ઉતરતું કામ ગણે, પણ સોનરાણી જેવી શુદ્ધ સતી પાસે પોતાના સ્વામિને ઉગારવાના સર્વોત્કૃષ્ટ કામ માટે પોતાના પતિને રંજન કરવા કળા મેળવેલી, તે રૂપી રામબાણ જેવું હથીયાર જ્યારે એ ન વાપરે ત્યારે બીજે કયે પ્રસંગે એનો વધારે સારો ઉપયોગ થાત, એની કલ્પના થઇ શકે નહીં તેમજ આવો અણીનો સમય અને આખા નાટકનો પ્રસંગ જોતાં સોનરાણીએ એ કળા વાપરી ન હોત તો તે કાર્ય પાર પડવું મુશ્કેલ હતું કેમકે રાજાઓને તત્તકાળ મળવામાં કવિતા તથા નૃત્યગાયન વિદ્યા તમાશા જેવાં બીજાં સાધન નવાં માણસોને માટે થોડાંજ છે. આ સંસારમાં સ્ત્રી પુરૂષના જોડાં શ્રી જગદીશ્વરે ગુથ્યાં છે. તેમાં બંનેનું કર્તવ્ય એ છે કે સંસારમાં ગમે તેવાં સુખ દુઃખ આવે, તેમાં સામેલ રહેવું, ને એક બીજાને સહાય થવું તથા નીતિને શિયળવ્રત સાચવવા તરફ દ્રષ્ટિ રાખી ઉપાયો કરી એક બીજાને સંકટમાંથી મુક્ત કરવા પ્રયત્ન કરવું સોનરાણીના ચરિત્ર પરથી સ્ત્રીઓને શીખામણ, ચાંપરાજના આચર-

ણુપરથી ક્ષત્રીઓની ટેક, ઉદારતા ને શુરાતનનો બોધ, પહાડસિંહના ઉદાર ચરિત્રથી મિત્રને શીખામણુ મળી શકે છે, તે સિવાય રાજા પાસે પ્રધાન કેવો જોઇએ, અંતઃપૂરમાં દાસીઓ કેવી જોઇએ, વિગેરે બાબત અત્રે ન આપતાં નાટક વાંચનારને એ સુપરદ કરૂંછું.

આ નાટકમાં ગંગકવિએ વખતો વખતનાં કવિત કહ્યાં છે. ગંગકવિ, અકબર બાદશાહ ને ચાંપરાજ એકી વખતે હતા ત્યારે તે કવિ આવે વખતે સમયોચીત બોલ્યા વગર રહ્યાજ નહીં હોય એ મતલબપર દ્રષ્ટિ રાખી નાટકની રસિકતામાં ઉમેરો કરવા મેં કવિતો રચી ગંગકવિના નામથી દાખલ કર્યા છે. તે સીવાય અકબર બાદશાહની તારીફીના પહેલાં કવિતોમાં ૪-૫-૬-૭ એ મૂળ ગંગનાજ રચેલાં મળ્યાથી લીધાં છે

**વાઘજી આશારામ ઓઝા.**

ગ્રંથકર્ત્તા.



# ચાંપરાજહાડો ને સોનરાણી

## नाटक सप्तांकि.



સ્થળ—બુંદીકોટા.

## અંક ૧ લો.

### પાત્રજન.

સુત્રધાર........................નાટક ભજવી બતાવનાર.
નટી..............................તેની સ્ત્રી.
ચાંપરાજ........................બુંદીકોટાનો રાજા.
સુમતિ..........................તેનો પ્રધાન.
સત્યવક્તા......................બુંદીકોટાનો એક વિદ્વાન.
ચતુરદાસ........................એક ગઢવી.
સોનરાણી........................ચાંપરાજની સ્ત્રી.
સુબોધા, સંગીતભદ્ર ...............તેની દાસીઓ.
પ્રતિહાર........................દ્વારપાળ.
મૂળરાજ..........................ચાંપરાજનો કુંવર.
પ્રિયવક્તા........................સત્યવક્તાનો શિષ્ય.

# ચાંપરાજહાડો ને સોનરાણી.

# નાટક સપ્તાંકિ.

—⋑⋑⋑⋑⋑⋑⋑⋑⋑⋑—

## અંક ૧ લો.

મંગળાચરણ.

રાગ કલ્યાણ.

વંદન કરૂં વિશ્વપતિ, જય જય પ્રભુ તું દે,
જય જય પ્રભુ તું દે, સુમતિ સરલ વિજય દે. એ ટેક.
ત્રિગુણ રૂપે તું નિયંતા, ત્રિગુણ રહિત તું છે પિતા;
અકળ કળા સરવ વ્યાપિ, મંગલપ્રદ સુવર દે. વંદન.
નિગમ નેતી નેતી ગાયે, અગમ સગુણ રૂપે ધાયે;
રૂષી મુની સદા આરાધે, લક્ષ તારો કોઈ ન લે. વંદન.
તુજ સત્તા પ્રકાશે રવી, ગ્રંથ નવીન ગુંથે કવી;
તુજ કૃપાએ સિદ્ધી સરવ, પ્રગટ આવી ઉભીરે. વંદન.
તુજ સત્તાતણે પ્રકાશે, જડ જગ ચિદ્દ રૂપ ભાસે;
અસ્તિ ભાતિ પ્રિય તારૂં, રૂપ સર્વ ગત એ છે છે. વંદન
અદભુત આ વિશ્વમાંહી, રચના રહી રમ્ય ચાહી;
પ્રાણી હિતમાં પૂરણ પ્રીતિ, ઇચ્છા તુજ અનુપ એ. વંદન.

(નાન્દી થઇ રહ્યા પછી)

**સૂત્રધાર**—અહો આર્યો! આજે હમો આપની સમક્ષ શ્રી મોરબી નિવાસી શ્રીમાળી બ્રાહ્મણ ગૃહસ્થ વાઘ વિરચિત એક અપૂર્વ સતી ચરિત્ર નાટક રૂપે ભજવી બતાવનાર છીએ, તો સવ સદ્‌ગૃહસ્થો એકાગ્રચિ-તે આદ્યંત શ્રવણ કરશો, એટલી વિજ્ઞાપના છે. (પડદા તરફ જોઇને) પ્રિયા! હવે જલદી બહાર આવો.

**નટી**—(પ્રવેશ કરીને) આ, આવી પ્રાણનાથ! શી આજ્ઞા છે?

**સૂત્રધાર**—પ્રિયા, આજે આ સભાજનોની આગળ આપણે એક નાટક ભજવી બતાવી તેમની સેવા બજાવવી છે !

**નટી**—બહુ સારૂં પ્રાણનાથ, આજ્ઞા પ્રમાણે હાજર છું.

**સૂત્રધાર**—ત્યારે સભાજન મનરંજનાથે એક સુસ્વર ગાયન કરો.

**નટી**—કયા વિષય વિશે ગાઊં ?

**સૂત્રધાર**—તમારી ઇચ્છામાં આવે તે વિશે.

**નટી**—(મરાઠી ચાલની સાખી).

વૈશાખ માસિ વાસન્તિક સમય શોભલા. એ ચાલ.
દંપતીના સ્નેહ કેરી, અજબ ગાંઠ એક;
પ્યાર સુખ ઝરણુ જ્યાં, સ્મરણુ દિન નેક. દંપતી.
વાહ સતી પ્યાર સુંદર, વાહ રમ્ય એ ધ્યાન;
કમળ વદની બોલ શ્રવણુ, અમૃતતણું પાન. દંપતી.
પ્યારીનો પ્રસંગ એક, સ્વર્ગનું ભુવન;
વાહ પતિ સ્નેહ સ્નિ, પવિત્ર હ્રદય ટેક. દંવતી.
પ્રાણુ પ્યારીનો વિલાસ, શોભીત વસંત વેલી;
દ્રષ્ટિએ અલ્હાદ અતિ, મનહર ક્રીડા કેલી. દંપતી.
જેવી ચાતકને રહે છે, ઘન ઘટા પ્યાસ પેલી;
તેવી ઇચ્છા સતીને રહે, પિયુ મિલનની છેક. દંપતી.

**સૂત્રધાર**—વાહ ! શું સુંદર ગાયન કર્યું ! તમારૂં આ ગાયન સાંભળી મુને એક દંપતીનો સ્નેહ સાંભરી આવ્યો !

**નટી**—કયાં દંપતીનો ! પ્રાણુનાથ !

**સૂત્રધાર**—આહાહા ! તેવોજ તદ્દરૂપ પ્રિયા !

**ગીતી.**

બુંદીકોટા મધ્યે, ચાંપરાજ હાડો ક્ષત્રી શૂર;
સતી તેહની નારી, સોનરાણી સુદ્ધ પતિવ્રતે પૂર.

(બંને જાય છે.)

(ઇતિ પ્રસ્તાવના)

# ચાંપરાજહાડો ને સોનરાણી.

## નાટક.

## અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો.

**સ્થળ**—અંતઃપુરનો બગીચો.

**સોનરાણી, સુબોધા, ચાંપરાજ, સંગીતભદ્રા.**

**સોનરાણી**—(બાગમાં પુષ્પો ચુંટી એકઠાં કરતાં જાઇ વેલીને કદંબ વૃક્ષથી વિંટળાયલી જોઇને) વાહ ! જાઇલિતા ! તારાપર મુંને સ્વાભાવિક પ્રેમ ઉત્પન્ન થાય છે, કેમકે આ તારી સખીઓ બીજી વેલો નાના નાના અનેક વૃક્ષોને વળગેલી છે. અને તું તો એક દૃઢતાથી આ કદંબનેજ વીંટળાઇ રહી છું !

**સુબોધા**—(પ્રવેશ કરીને) બાઇ સાહેબ ! આપે આજ પણ શા માટે તસ્દી લીધી જાતે ! હું પુષ્પો એકઠાં કરત નહીં ?

**સોનરાણી**—તે ખરૂં દાસી ! પરંતુ તું કેટલાક કુસુમ ખંડિત કરી નાંખે છે જેથી પ્રાણનાથ માટે મારા મનમાનતા તેના હાર થતા નથી !

**સુબોધા**—એવો મારો દોષ કાઢો તો ભલે ! પણ આપની પતિપ્રતિ ભક્તિનેજ ધન્ય છે !

**સોનરાણી**—સુબોધા ! તુંને કહ્યું હતું તેમાં શું શું બાકી છે ?

**સુબોધા**—બાઇ સાહેબ, આપે જે જે બત્રીશ પ્રકારનાં ઉત્તમ ભોજન પાનાદિક પસંદ કર્યાં છે, તે મેં આપની આજ્ઞાનુસાર સુવર્ણ પાત્રમાં પીરશી રાખ્યાં છે; પતિ માંગલ્ય પૂજાપો પણ મારી સખી સંગીતભદ્રાને તૈયાર કરવા કહ્યું છે; માત્ર રાજજી પધારે ને આપ ચરણોદક ગ્રહણ કરો એટલીજ વાર છે.

**સોનરાણી**—દાસી ! કંઇ ખબર આવ્યા છે ?

**સુબોધા**—બાઇ સાહેબ ! વિગ્રહનું તો સમાધાન થયું છે, પણ હજુ પધારવા વિશે કાંઇ સાંભળ્યું નથી.

**સોનરાણી**—તો આજે પણ એમજ, એમના દર્શન વિના બધું વ્યર્થ છે ! અન્ન ગ્રહણ નહીં કરૂં.

**સુબોધા**—બાઇ સાહેબ ! મારે હવે મહારાજને કહેવું પડશે, કેમકે આપ આમ ત્રણ રોજ થયાં મહારાજ "હમણાં આવું છું" એમ કહીને ગયા, તેમાં અન્નપાણી પરિત્યાગ કરીને બેઠાં છો, ને રોજ રોજ નવનવી ભોજન સામગ્રી રદ કરો છો, પણ એતો રાજપ્રકરણનાં કામ છે, તો મહારાજને હજાર વખત જવું પડે, માટે કાંઇ બારી રાખી હોય તો ઠીક.

**સોનરાણી**—ખરૂં કહે છે, દાસી ! એવી બારીતો જ્યારે પ્રાણપતિ દિલ્હી પધારે છે, ત્યારે લઊંછુંજના ! આતો આ વખત અકસ્માત એમને જવું પડયું, તેથી મારાથી કેમ—

**સુબોધા**—આવા પ્રતિવ્રત ધર્મનું ફળ આપ જેવી કોઇ વિરલ સ્ત્રીઓ જાણે છે.

**સોનરાણી**—સુબોધા ! એ ફળથી અવધિ છે એ ફળ આગળ ત્રિલોકનું રાજ તુચ્છ માત્ર છે, દાસી ! મારે કદી સંકટ સમયે પર્યંત ઓલંઘવો સુલભ છે, પણ પ્રાણપતિનું વચન ઉલ્લંઘન કરવું એ મહા દુર્લભ છે, તે આપણી વર્ત્તણુંકથી જરાપણ નારાજ થાય તો આપણું દેહ સાર્થક મિથ્યા થયું એમ સમજવું.

**સુબોધા**—ત્યારે બાઇ સાહેબ ! આપ વિશ્રાંતિ લઇ જરા બેસો તો હું પુષ્પો એકઠાં કરૂં, આ કદંબ વૃક્ષ નીચે આરામ લીયો.

**સોનરાણી**—સારૂં ત્યારે, તું તેમાં પ્રવૃત થા, ને પછી હું પણ મદદમાં આવું છું.

**રાગ આઠ.**

આ ડોલર ગુલાબ આ ગુલદાવદી ખીલી,
મોગરો ચંપો કેતકી શું શોભીત ચંબેલી.— આ ડોલર ટેક.

એકઠાં તું કર એની હારતો ગુંથે,
પ્રાણપતી માટે લાવ, કરૂં હું પ્રીતે.— આ ડોલર.
આ સુંદર આરોપું હાર પીયુને ગળે,
સાફલ્ય સેવા મારી થાય, પીયુને મળે.— આ ડોલર.

ત્યારે જો, તું આ ડોલર, ગુલાબ, ગુલદાવદી, પારિજાતક અને પેલી ત્રણ લતાઓનાં પુષ્પ ચૂંટવા માંડ, અને હું આ કેતકી ચંબેલી, જાઇ જુઈ માલતી અને નવમલ્લિકાનાં પુષ્પોનો સંગ્રહ કરૂંછું.

**સુબોધા**—બહુ સારૂં.

(એમ કહી બંને ચુંટવા મંડે છે, ને સોનરાણી ચુંટતાં ચુંટતાં ગાયન ગાય છે.)

ચેન ના પડે દર્શ પીયુ વિના રે. એ ટેક
દિન રાત, રટું હું નાથ, નાવ્યા પ્રભાત, મળે મુજ કાન્ત,
રહે ન સુખની સીમારે.— ચેન ના પડે.
ભોજન કેમ કરૂં દર્શ પીયુ વીનારે,
પ્રાણાધાર, આવે જે વાર, કરૂં દેદાર, સોહે શૃંગાર,
સફલ જન્મ દર્શ પતિનારે.— ચેન ના પડે.

**સુબોધા**— રાગ ઉપરનો.

સજડ સ્નેહ ગાંઠ યોગ્ય દંપતીનીરે. ટેક.
શુદ્ધ નીતિ, પ્રીતમ પ્રીતિ, ક્ષત્રી રીતી, શોભીત સ્થિતી,
એ સરવ રીતી સતીનીરે.— સજડ સ્નેહ.
કામ પ્રત્યે જેવી, હતી પ્રીત રતિનીરે,
તેવી પ્રીત, છે ખચીત, એક ચિત્ત, રાખો નિત્ય,
જેમ નળ દમયંતીરે.— સજડ સ્નેહ.

**નેપથ્યમાં**—મહારાજ ! સુબોધા સંગે બાઇ સાહેબ હમણાંજ લતામંડપ તથા કુસુમકુંજ તરફ પધાર્યાં.

**સોનરાણી**—(એ સાંભળી સુબોધાપ્રતિ) સુબોધા ! સાંભળ સંગીતભદ્રા કોની પ્રત્યે વાત કરે છે ?

(વળી નેપથ્યમાં શબ્દ સંભળાયછે) એમ ! ત્યારે હું ત્યાંજ જાઉંછું.

**સોનરાણી**—ખરે! એ તો રાજાજીનોજ સાદ લાગે છે, અને આંહી આવતા હોય એમ જણાય છે.

**ચાંપરાજ**—(પ્રવેશ કરીને) પ્રિયા ! દીલગીરછું કે હમણાં આવુંછું એમ કહી ગયા છતાં ત્રણ દિવસ થઇ ગયા !!

(સુબોધા ત્રણઉપવાસની વાત કહેવા જાયછે, ને રાણી તેને ઇશારતથી અટકાવે છે.)

**સોનરાણી**—પ્રાણનાથ ! તેની કાંઇ ચિંતા નહિ, પ્રજા હિતના કામમાં આપને ગયા વગર છુટકો છે! (સુબોધાપ્રતિ) દાસી ! દ્રાક્ષાવલ્લી મંડપમાં બીછાત તૈયાર કર, હું અને રાજાજી ત્યાં આ વીએ છીએ.

**સુબોધા**—આજ્ઞા મુજબ કરૂં છું. (તે જાયછે અને બીછાત બીછાવે છે, એટલે રાજા રાણી આવીને બેસેછે)

**ચાંપરાજ**—કેમ પ્યારી ! બે દિવસનીજ જુદાઇમાં કમલ વદન કરમાયું ?

**સોનરાણી**—રાત્રિએ કમલની શી દશા થાય છે, તે સૂર્ય શી રીતે જાણે !

**ચાંપરાજ**—અને દિવસે તો.—

**સોનરાણી**—(એમાં પણ લાગુ પડતો પ્રસંગ કાઢીને) હા! દિવસે કુમુદિનીની દશાની ચંદ્રને ક્યાંથી માલુમ હોય!

**ચાંપરાજ**—(કાંઇ ફળફળાદિક ખાધા પછી રાણી પ્રતિ,) પ્રિયા! તમે સંગીતમાં કુશળછો, તો તમારૂં દિલ દીલગીરીમાં રહેવું ન જોઇએ.

**સોનરાણી**—મારૂં સંગીત કેવળ પ્રાણપતિને રંજન કરવા અર્થેછે, માટે આપ મારી પાસે હો, ત્યારેજ તે સુખદાયક થાય છે, વીજળીનો પ્રકાશ ઘનઘટાની સાથેજ શોભા લેછે, વિચારી જુઓ.

**ચાંપરાજ**—હું ન હોઉં તોપણ તમારા કંઠની મધુરતા અસ્ત નહિ થાય એમ જાણું છું.

**સોનરાણી**—તો એ સુકંઠાલાપ પંચમ સુરમાં બહાર નીકળવાની આસાએ શેની હોય, ખરે પ્રાણનાથ! અન્યના સંગીતનું શ્રવણ પણ તેવા વખતમાં મને રૂદનાલાપ જેવુંજ સમજજો.

**ચાંપરાજ**—(સ્વગત) કુલીન કુળમાં એવાંજ સ્ત્રી રત્ન ઉત્પન્ન

થતાં હશે ! તેમ એમના માતપિતાના બોધને પણ ધન્ય છે ! (પ્રકાશ) ખરૂં પ્રિયા ! તમારૂં અંતઃકરણ તેવુંજ આચરણ મને ચકિત કરી નાંખે છે, પણ તમારા ગાયનની મધુરતા તમારામાંજ રહેલી છે !

**સોનરાણી**—(પોતાના સ્વામિનું ચિત્ત ગાયન તરફ આકર્ષાયું છે એવું જોઇને)

પ્રાણનાથ ! આપનું આગમન થયા પછી ગાવા માટે મેં એક પદ્ય રચના કાલે બનાવી છે, તે પ્રાણનાથની સાંભળવાની ઇચ્છા હોય તો બોલું.

**ચાંપરાજ**—જોઉં-કેવી છે, બોલો.

**સોનરાણી**-(આવાં આશોપાલવનાં ઝાડ કદમ કેરી છાયારે)એ ચાલ.

સુણો પીયુ શરદની આ બાહાર, કે ચાંદની જામીરે,
આવ્યા વિદેશથી પ્રાણનાથ હર્ષ ઘણું પામીરે,
વેલી સુંદર કેરાં પુષ્પ, ગુંથન કરૂં પ્યારારે,
તેના હાર પરીધાન નાથ, કરો ન્યારા ન્યારારે;
શિવ ગૌરીનું પૂજન આજ, કરૂં હું ઉમંગેરે,
આપે અંબાજી આયુષ્ય સુખ, શાંતિ પિયુ અંગેરે;
રૂતુ રૂતુના અધિક વિલાસ, કરો પ્રભુ મારારે,
વસ્ત્રાલંકાર ધરો મારા નાથ, સુશોભિત સારારે;
કરો નાવણ હવે પ્રાણનાથ, સૌગંધીક વાનેરે,
ચરણોદક પાન બહુ પ્રીતે, કરૂં પછી ધ્યાનેરે,
પછી ભોજન નવીન પ્રકાર, કર્યાં ઉછરંગેરે,
તે આરોગો રાજાજી આપ, બેસી જમો સંગેરે;
પછી ન્યાય નીતિ પ્રજા હિતમાં પ્રવૃત્ત થાજોરે,
છે આપને પ્રિય અધિક, કચેરીમાં જાજોરે.

**ચાંપરાજ**— **શિખરિણી વૃત.**

અહો પ્યારી તારા, મધુર મૃદુ સુગાયન થકી,
અતી હર્ષે મારૂં, પ્રફુલિત થયું અંતર નકી;
અહો સાચી પ્રેમી, નિરમલ મની શુદ્ધ પ્રેમદા,
રહો તારી સંગે, મુજ હૃદય પ્રેમજ સદા.

**સંગીતભદ્રા**—(પ્રવેશ કરીને) મહારાજ ! રસોઈ બધી તૈયાર છે, તો ભોજનશાળામાં પધારો, કેમકે ત્રણ રોજ થયાં બાઇ સાહેબ—

**ચાંપરાજ**—અરે ! એતો હું ભૂલીજ ગયો છું કે મારા જમ્યા પહેલાં તમે નથી જમતાં; માટે ચાલો હવે સત્વર જમી લઇએ.

**સોનરાણી**—ચાલો પ્રાણનાથ.

**સુબોધા**—સંગીતભદ્રા ! તું સત્વર જઇને ભોજન સામગ્રી આ શરદ પુનમના પૂર્ણકળાથી પ્રકાશેલા ચંદ્રના કિરણો પડવાથી સ્ફટિક શ્વેતતા ધારણ કરી છે જેણે, એવા મણિ મંદિરની અગાશી કે જ્યાં મેં બાઇ સાહેબની પ્રથમની આજ્ઞા મુજબ બીછાનું બીછાવી રાખ્યું છે; તથા કર્પૂર, અગરબત્તી સુવર્ણપાત્રમાં ધરી રાખ્યાં છે. ત્યાં લઇ જા; કેમકે બાઇને આજે ઉમામાહેશ્વર વ્રતોદ્યાપન છે, માટે ત્યાં બેસી ભોજન કરશે, તેમજ વ્રત ઉજવવાનો પૂજાપો પણ સાથે લેતી આવજે.

**સંગીતભદ્રા**—સખી ! ત્યારે હું આ સઘળું ત્યાં લઇને આવું છું.

( તે ગયા પછી. )

**ચાંપરાજ**—પ્રિયા ચાલો આપણે હવે મણિ મંદિરની અગાશીમાં જઇએ.

**સોનરાણી**—બહુ સારૂં, પ્રાણનાથ ! ચાલો. (દાસીપ્રતિ) સુબોધા ! મણિ મંદિર—

**સુબોધા**—મહારાજ ! આમની તરફથી પધારીએ.

**(સઉ જાય છે ત્યારે તરતજ કુમાર મૂળરાજ નોકર સામત સાથે પ્રવેશ કરે છે.)**

**મૂળરાજ**—(પ્રવેશ કરીને) કેમ સામત ! મારાં માજી મુંને હરવખત શિક્ષા આપે છે, તે હું ક્ષત્રિયના ધર્મ બરાબર નથી જાણતો ? સર્વ જાણું છું.

**સામત**—બાપુ ! તમે સર્વ જાણો છો પણ કાંઇ અમલમાં લાવી શકો છો ?

**મૂળરાજ**—સોન માજી આજ્ઞા કરે તો અમલમાં પણ લાવું, એમાં શી મોટી વાત છે.

**સામત**—માજી આજ્ઞા આપે ને બાપુ મના કરેતો!

**મૂળરાજ**—હુંતો માજીની આજ્ઞા માનું અને બાપુની ન માનું. એવોજ.

**સામત**—તેનું કાંઇ કારણ?

**મૂળરાજ**—તેનું કારણ એ છે કે, મારા બાપુ શરા ક્ષત્રિય વીરછે, પણ મોટા સાહસિકછે, અને મારાં માજી મહાધર્મ શીળ સીતા સતીની પ્રતિમાછે.

**સામત**—ત્યારે માજી તમને જે ફરમાવે તે કરો?

**મૂળરાજ**—માજી તો મને પ્રાણ સમર્પણ કરવાનું કહે તો તે પણ કરૂં.

**સામત**—સાચુંછે. માજીતો અત્રિઋષિનાં અનસુયાજી જેવાંછે, તેના આપ પુત્રછો, માટે આવા વિચાર હોય એમાં કાંઇ આશ્ચર્ય નથી.

**અનુચર**—(પ્રવેશ કરીને) બાપુ! મહાત્મા સત્ય વક્તાજીનો શિષ્ય આપને નમણ દેવા આવ્યોછે.

**મૂળરાજ**—(તે આવતાં પંચ પાત્રમાંથી નમણ દેછે તે લઇને) કેમ પ્રિયવક્ત! કચેરીમાં મારા બાપુ પાસે જાયછે કે નહીં?

**પ્રિયવક્ત**—બાપુ! કચેરીમાં તો મારા ગુરૂ સત્ય વક્તાજી જાયછે, અમેતો તમારા આચાર્ય છીએ; મોટાના ગુરૂ મોટા, અને નાનાના ગુરૂ નાના.

**મૂળરાજ**—વાહ! તું આટલો નાનો છોકરો, હું રાજ પુત્રનો ગુરૂ થવાની ઉમેદ રાખેછે?

**પ્રિયવક્ત**—ઉમેદ કેમ ન રાખીએ. તેટલા વાસ્તે તો બાળા રાજાનું સેવન કરીએ છીએ.

**દોહરો.**

બાળા રાજા સેવીએ, વળતી લીજે છાંય;
કણુ લેહેર દરીયાવકી, દુઃખ દરીદ્ર મીટ જાય.

એટલા વાસ્તે મૂળરાજજી! અમેતો તમારામાં મોટી આશા રાખીએછીએઃ—

**મૂળરાજ**—શાબાશ, શાબાશ, મને રાજ તિલક થવા દે, પછી તને મોટો આચાર્ય બનાવી દઇશ.

**પ્રિયવક્ત**—સાહેબ! તીલક કુમારજી! ત્યારે આપને એક મોટું ખરચ કરવું પડશે, માલમ છે ?

**મૂળરાજ**—શું ખરચ પડશે ?

**પ્રિયવક્ત**—ખરચ તો એ પડશે કે હમણાં હું બ્રહ્મચર્ય અવસ્થામાં છું, પણ તે વખત હું ગ્રહસ્થ બનીશ, તો તમારે મારો વિવાહ કરવો પડશે તે વખત અમે તો બાળ બચ્ચાવાળા બની જાશું સાહેબ ! અને વાનપ્રસ્થ આશ્રમમાં જાશું ત્યારે તમને પણ સાથે લેશું.

**મૂળરાજ**—તારા વિવાહ સારી રીતે હું કરીશ, પણ મારી પ્રજામાં ધર્મોપદેશ બરાબર કરજે

**પ્રિયવક્ત**—કેમ નહીં કરૂં સાહેબ ! તમારા પ્રધાનજી જેવાતો અમને આવી પ્રણામ કરશે; અને અમે શ્રુતિ સ્મૃતિના શ્લોક ભણી શાસન કરશું. (સ્વગત) આ વખતે તો બડાઇ મારવા દાઓ, હજુ સુધી તો મહીમન પણ બરાબર ભણ્યો નથી. (પ્રકાશ) સાહેબ ! નગરમાં ધર્મ કાર્ય બરાબર થતાં નથી આજકાલઃ—

**મૂળરાજ**—હવે હું મારા બાપુના મોઢાપર કહીશ

**પ્રિયવક્ત**—શું કહેશો ?

**મૂળરાજ**—જે ક્ષત્રિયનાં કર્તવ્ય છે તે સર્વે કહી દેખાડીશ, જો સાંભળ.

**( છોટી લાડીજીરો બીછીઓ ઘુમ ઘુમ)** એ રાહ.

છળ દંડવામાં થાઉં હું, છેલ છેલ છેલ—ટેક.
કરણ સમ ઉદાર થાઉં, રામ પ્રજા પ્યાર અહું;
ધર્મ કાર્યની ચલાવું, રેલ રેલ રેલ—છળ.
પિતા પાસે વેગે જાઉં, મારા વિચારો સુણાવું;
દૃંદી દુષ્ટ પાપી હણું, ફેલ ફેલ ફેલ—છળ.

**પ્રિયવક્ત**—

કળીયુગનેરે તાડો, સતયુગ નામ પાડો;
કરીએ કુમાર સાબ, સેલ સેલ સેલ—છળ.

**મુળરાજ—**
શર ચઈ શસ્ત્ર ધારૂં, શત્રુ મારા સદા મારૂં;
થાઉં ખેલ નાર નીતિ, ખેલ ખેલ ખેલ—છળ.

(એમ ગાતા નીકળી જાય છે.)

# પ્રવેશ ૨ જો.

## સ્થળ—રસ્તો.

### પાત્ર—લક્ષ્મીદાસ, બીરબલ.

**લક્ષ્મીદાસ**—(સ્વગત) આહાહા! દૈવની ગતિ ન્યારી છે, જે ભાગ્ય છે તેજ બળવાન છે; જો પુરૂષાર્થ બળવાન હોય તો હું સાત રોજ થયાં પ્રયત્ન કરૂંછું પણ પાદશાહની સલામ થાતી નથી; ત્યારે હવે રૂબરૂ થઇને આજ યાચના કરવાનો વખત ક્યારે મળશે. (બીરબલ જાય છે તેના પ્રતિ) મહેરબાન! જરા ઉભા રહેજો, અમારી વાત સાંભળી લેજો; ત્યારં પછી આગળ પગ દેજો.

**બીરબલ**—કોન ભિક્ષુક ગરબડ કરતા હે! ચલાજા અપને રસ્તે.

**લક્ષ્મીદાસ**—હવે માલમ પડયું કે આપ કોઇ રાજના અધિકાર પર છો, મેં તો શહેરના ગ્રહસ્થ સમજી તમને હાક મારી હતી હવે ખુશીથી ચાલ્યા જાઓ.

**બીરબલ**—(પાછો વળીને) તુંને કીસતરહ જાન લીઆ કે મેં રાજકા અધિકારી હું?

**લક્ષ્મીદાસ**—સાહેબ! રાજના અધિકારીના અંગમાં દસ મેખું લાગે છે, તેમાંની બે મેખ તો હમણાં તમારામાં નજરે જોઈ, મેં નમ્રતાથી તમને હાક મારી તોપણ તમે સાંભળ્યા છતાં ચાલવા માંડયું; તેપરથીજ તમને રાજ અધિકારી જાણ્યા.

**બીરબલ**—યહ બ્રમન બડા ચાલાક હે! અચ્છા મહારાજ! દસ મેખાં રાજ્યાધિકારીકું કહાં કહાં લગતી હે; વો સુનાઓ?

**લક્ષ્મીદાસ—**
બે મેખું આંખોમાં વાગે, જુએ ન નજરે સત્ય;

હકીકત સુણે, ન બંને કાને, વણ સ્વારથ અધિપત્ય.
એ હાથે બે ખીલા વાગે, દીએ ન કોઇને દાન;
પગમાં મેખું વાહન જોઇએ, દેવ દર્શને માન
એક મેખ વાગે જીભે, સમી જીભ નહીં વાય;
કડમાં મેખજ વાગે મોટી, ટટાર નવ બેસાય.
એ દશ મેખું સજડજ બેઠી, અધિકારીને અંગ;
તે શા માટે ઉભો રહેશે, વિનતિ સુણી અપંગ.

**બીરબલ**—શાબાશ હે ! મહારાજ ! તુમભી બડે લાયક હો.

**લક્ષ્મીદાસ**—જી હા, આપ પણ ઘણા લાયક છો, કે દશ મેખુંની વાત સાંભળવા ઉભા રહ્યા, નહીં તો જ્યાં સુધી અગીઆરમી મેખ નથી વાગી ત્યાંસુધી, ઘણા રાજ્યાધિકારીઓ વાત સાંભળવા પણ રોકાતા નથી.

**બીરબલ**—અચ્છા મહારાજ ! અગીઆરમી મેખ કોનસી ?

**લક્ષ્મીદાસ**—મહેરબાન ! ખોટું તો નહીં લાગે ના ? અગીરમી મેખ એ છે કે જ્યારે રાજ્યાધિકારથી બરતરફ થઇ ઘેર જઇ બેસે છે, ત્યારે એ દસે મેખું તેજ વખત નીકળી પડે છે, પછી કાને સાંભળવા લાગે છે. આંખે દેખે છે, પગે ચાલે છે, દાન, માન, અને અમારૂં પણ સન્માન થાય છે, સર્વે વાત પછી બદલાઇ જાય છે, ઉલટાથી સુલટું થઇ જાય છે.

**બીરબલ**—અબ મહારાજ ! તુમારે મુજકું પોકારનેકા કયા સબબ થા ?

**લક્ષ્મીદાસ**—મહેરબાન પાદશાહ સલામતને આશીરવાદ દેવો છે તે સાત રોજ થયાં ફેરા દઉં છું પણ પત્તોજ નથી લાગતો.

**બીરબલ**—મહારાજ ! તુમ એસા કરો કે નામવર સાહેબ સ્યામ કે વક્ત બગીચેમેં ફીરનેકું આતે હે, ઉસ વક્ત તુમારે બીના હુકમ ચલે આના, યહ બડે દાનિશમંદ હે, હમ તુમારી શિફારસ કરેંગે.

**લક્ષ્મીદાસ**—કોઇ દ્વારપાળ વચમાં રોકશે તો ?

**બીરબલ**—તો ઉસકું કૂચ્છ લાંચ ભીંચ દેના.

**લક્ષ્મીદાસ**—હાય તગદીર ! હું કાંઇ ગરાસ છોડાવવા નથી

આવ્યો, હું તો યાચના કરવા આવ્યો છું; મારી પાસે કોડી પણ નથી.

**બીરબલ**—અચ્છા હો, એ દો અશરફી જરૂર હોવે તો દેના.

(જાય છે.)

**લક્ષ્મીદાસ**—(તેને આશીરવાદ આપીને સ્વગત) બ્રાહ્મણના પ્રારબ્ધની બે અશરફી ચોકીવાળાને મળે ત્યારે તો પરશુરામજીનો કોપ ન થઇ જાય ! માટે ગમે તેમ યુક્તિથી દાખલ થાશું.

(જાય છે.)

## પ્રવેશ ૩ જો.

**સ્થળ**—રાજ કચેરી.

**ચાંપરાજ, સુમતિ, સત્યવક્તા, ચતુરદાસ, પ્રતિહાર.**

**ચાંપરાજ**—

**બીહાગની ગજલ.**

સુણ સચીવ શું કર્યું; તેં ચડયો પ્રહર દિન,
શું તપાસ તેં કર્યો છે, વિસ્તરે પ્રવીણ;
કાલ ન્યાય કેરાં કામ, જે ફેસલ કર્યાં,
વાદી પ્રતિવાદી કેરાં, ચિત્ત કહે હર્યાં?
જો અન્યાય આરે હાથ, થી કાંઇ થયો,
પ્રાયશ્ચિત કરવું, ક્ષત્રિય ધર્મ જો ગયો:
સર્વ બાબતોનું વિગતે વરણન કરો,
ધર્મે ન્યય નીતિ વિરૂદ્ધ, પગ નહીં ભરો.

**સુમતિ**—અદલ ન્યાય આપનો છે, બુંદીકોટા ભૂપ,
સર્વ ધર્મમાં પ્રવૃતિ આપની અનૂપ;
ધર્મ શુદ્ધ નીતિબોધ, બ્રાહ્મણો કરે,
વણિક પ્રમાણિક પણે, ધંધો આચરે.
થાય છે વિદ્યાલયોમાં, કેળવણી પ્રકાશ,
ધર્મ ન્યાય નીતિ ગ્રંથ, વાંચે છે વિલાસ;
હવ્ય કવ્ય યજ્ઞ વિપ્રથી, કરાય છે,
વેદ ધર્મે પિત્રી સુર, તૃપ થાય છે.

શ્રુતિને સ્મૃતિ ધર્મ પાલના કરે,
સર્વ વર્ણ નીતિ ન્યાયને, અનુસરે;
અન્ન દાન અંધ પંગુને, અપાય છે,
રોગીને અશક્તની, ખબર લેવાય છે.

**ચાંપરાજ—**

એટલું છતાં પ્રધાન, મમ પ્રજા દુઃખી,
કેમ મેઘ નથી વરસતા, ધરા સુકી;
જગતપિતા કેરો કેપ, શું અહીં થયો,
અરર શું વિરૂદ્ધ માર્ગ મેં અહીં ગ્રહ્યો.

**સુમતિ—**

એહ વાતનો ખુલાસો, આપ જો ચહો,
આપણાથી નહીં થશે, તે સત્ય જો કહો;
સત્ય વક્તને બોલાવો, સત્ય તે કહે,
આપી શંકા આપનીનો ભેદ તે લહે.

**ચાંપરાજ**—બહુ સારૂં, ત્યારે, સત્યવક્તને બોલાવો.

**સુમતિ**—પ્રતિહાર ! સત્યવક્તને બોલાવ.

**પ્રતિહાર**—મહારાજ ! જાઊંછું.

**ચાંપરાજ**—સુમતિ ! સત્યવક્તથી આ બાબતનો નિર્ણય થઇ શકશે ?

**સુમતિ**—મહારાજ ! સત્યવક્ત ઘણોજ હુંશિયાર તાર્કિક તથા દીર્ઘ દ્રષ્ટિવાળો છે, તેમજ શાસ્ત્રનો આસ્તિકછે; પરંતુ જે વાત પોતાના અનુભવમાં અસંભવિત અને અયોગ્ય લાગેછે તેને એ ગ્રહણ નથી કરતો; એ એક તરેહવાર માણસ છે એનો અભિપ્રાય કોઇની સાથે મળતો નથી આવતો, પણ પરિણામે એનું કહેલુંજ સાચું ઠરેછે.

**સત્યવક્ત**—( પ્રવેશ કરીને ) નેકન્યાયી પ્રજાહિતકારક રાજાનો જય થાઓ !

**ચાંપરાજ**—ખીરાજીએ, સત્યવક્તજી ! ખીરાજીએ.

(રાહ ઉપરનો.)

સત્યવક્ત કહોને કેમ, મમ પ્રજા દુઃખી,
કેમ મેઘ નથી વરસતા, ધરા સુકી;

**સત્યવક્તા—** **રાગ ઠુંમરી.**

( કોઇ બાતમેં ઢુંઢ રહી એ ચાલ. )

નથી આચરતો નથી આચરતો, ખરો ધર્મ નથી તું આચરતો; ટેક.
તેથી રાજા તુજ પ્રજા દુઃખી છે, કળિયુગ આવે પ્રવેશ કરતો.—નથી.

**ચાંપરાજ**—સત્યવક્તાજી! એવા કયા ધર્માચરણ તથા પ્રજાહિતં કારક નીતિ માર્ગનો મેં ત્યાગ કર્યો છે કે જેથી કરી મારી પ્રજા દિન દિન પ્રતિ વિપત્તિને પ્રાપ્ત થાય છે.

**સત્યવક્તા**—ખરૂં સાંભળવાની આતુરતા હોય તો સાંભળ રાજા!

**ચાંપરાજ**—તેટલા માટેજ આપને બોલાવ્યા છે.

**સત્યવક્તા—** **લાવણી.**

( અધખીચ મહોબત તોડી એ ચાલ. )

હે ચાંપરાજ, (૨) તું આંખ ઉઘાડી દેખ;
અનુભવથી તું વિચાર કરીને, સત્ય ધર્મ તું પેખ.
જગ રચના જો, (૨) કીધી ખુબી કિરતાર;
પ્રાણી સુખના પ્રયોગમાં, શી કરૂણા કરી દયાળ.
જો ચરિત્ર પ્રભુનું, (૨) આ જગત દીસે સાક્ષાત;
સૂર્ય ચંદ્ર પ્રાણી પશુ, વળી વનસ્પતિની જાત.
એ એક એકમાં (૨) કર તું ખુબ વિચાર;
શક્તિ તેની જાણશે, ખરી ખુબી તું દિલમાં ધાર.
વળી રૈયતમાં, (૨) જે કહું તે કર ફેરફાર;
પ્રસન્ન તવ જગદીશ થશેને, નહીં સંદેહ લગાર.
છે વહેમી પંથ, (૨) આ જગત વિશે રાજન;
નાબુદ સર્વે તે કરી, જોડ જગકર્તામાં મન.
સહુ પાળે નીતિ, (૨) સદાચાર શુભ મન;
ખરો એજ નૃપ ધર્મ છે, મમવચન સુણો રાજન.
સ્ત્રી કેળવણી, (૨) થઇ તુજ દેશમાં લોપ;
એ અહિત છે પ્રજા તણું, કિરતારે કીધો કોપ.
વળી બાળ લગ્ન, (૨) ની રીત ચલાવે ચોટ;
નબળી રૈયત નીપજેછે, એ મોટીછે ખોટ.

વળી નાર વિધવા (૨) લઘુવયમાં જે થાય;
જ્ઞાતિબંધનથી કરી, બાળાભવ એમે જાય.
જે સુખ આપ્યું, (૨) જગદીશે હાયોહાય;
તેને ફેંકી દિઓ તમે તો, કોપેછે દીનોનાથ.
તુજ રૈયતમાં (૨) કન્યાવિક્રય બહુ થાય;
માંસ પુત્રીનું વેચ્યાવત, વૃદ્ધ ગ્રાહકને ત્યાં જાય.
તે પૈસો લઈ, (૨) માબાપો પ્રીતે ખાય;
એ ઉગ્ર કોપ કયારે સમે, પ્રભુ તણો સુણો હે રાય.

**ચાંપરાજ**—મહારાજ! બહુ થઇ! એટલુંજ કે હજુ કાંઇ બાકીછે?

**સત્યવક્ત**—હજુ પણ થોડું બાકીછે, ન સાંભળવું હોય તો આ ચાલ્યો!(એમ કહી ઉઠવા જાય છે.)

**ચાંપરાજ**—(હાથ ઝાલીને) નહીં, નહીં, ખુશીથી બોલો?

**સુમતિ**—સત્યવક્તજી! ગુસ્સે નહીં થાઓ બોલો?

**સત્યવક્ત**—રાજા! હું ખુશામત કરનારો છું નહીં. સત્યવક્તા મારૂં નામ છે તેવુંજ કહેવાનો.

**રાગ.**

( પ્રભુ મેહેર કરો હમ ઉપર એ ચાલ. )

નિજ શરીર સુખમાં, તું કાઢે છે બહુ કાળ,
રૈયતની લેતો નથી, પુરે પુરી સંભાળ.-શરીર. ટેક.
આ રાજ મળ્યું તે નિજ કમાઇ ન જાણ,
દેખરેખ માટે પ્રભુએ મૂકયો છે નિરવાણ;
તુજ તીજોરી લક્ષ્મી રૈયત સુખમાં તું નાંખ,
રૈયત રાજી ન હોય તો નરકે થઇશ નીપાત.
ઇશ્વરના ઘરથી નથી રંક કોઇ રાય,
એવા હક જગત વિશે બળ કળે બંધાય;
પ્રજા તણી નારીઓ છે તારી બાળા બેન,
તારા અધિકારીઓનાં જોતોરે તું ચેન.

કવિની કદર નથી કરતો નરેશ,
સદ્ધર્મ શોધતો નથી તું વિશેષ
નવા કરો નાખેછેતું નાહક ભૂપાળ,
ગરીબોની હાય એવી નહીં લે દયાળ.
ચલિતછે રાજ આ કર નહીં ભુંડાં કામ,
ભોગવીશ એકલો તું તુજ સાથે તમામ;
અમલ તણી અંધતામાં બહુ છકી ગયો,
વિષ સાકર સાથે મળેલું વિનાશનું પીયો;
તેમાં અકબ્બર ફાવી ગયો વિધર્મી મુગલ,
ક્ષત્રી નર ખોયું તેનું જોશો તમે ફળ.

**ચાંપરાજ**—(ગજલ ઇંદ્રસભાની ઢબની.)
સત્યવક્ત સત્ય કહે, દેશ હિત વિચાર,
અમલ નવ આવે હુંથી, વર્તમાનકાળ;

**સુમતિ**—એમાં કઠણ કામ નથીં, સુણો હે રાજન,
સત્યવક્ત જેવા પાસે, રાખો સભાજન.

**ચાંપરાજ**—લેવી તો પ્રતિજ્ઞા મારે, કરવા એ ફેરફાર,
પ્રીતે સત્યવક્ત કેરાં વચન પાળું સાર;
મારી એ પ્રતિજ્ઞા, ન જીવતાં ફરે,
આદરો પ્રયત્ન એવાં પ્રજા દુઃખ હરે.

**ચતુરદાસ**—(નેપથ્યમાં) ખુંદીકોટા ગાદી સલામત રહો!
ભલે હાડા! ભલે પુણ્યનો પુંજ પ્રગટ થયો;
મેઘરાજાએ મેહેર કરી! ચિરંજીવી ચાંપરાજ,
ચિરંજીવી વંશ ગાદી! (પ્રવેશ કરીને) ]

**કવિત.**

હાડા રાજા પુણ્ય તેરો પ્રગટયો પૂરનચંદ;
સોળ કળા ધારી અબ દશા તેરી ફરીહે
મેઘધનુ ધાર્યો તેસો અનાવૃષ્ટિ હુકો અરી,
લીલાલ્હેર દુષ્કાળકી, ફીકર દૂર કરીહે,

બીજુલી દમક દેખો હીરાકો હજાર પુંજ,
વરૂણ રાજા ધરાપે પ્રસન્નતા ધરીહે;
કહેતહે ચતુરદાસ, બુંદીકોટા ભૂપ મની,
મ્હાદેવજી કૃપાએસી, એકાએક કરીહે.

**ઠુમરી.**

(જમુના ત્રટ બંશી બાજ રહી એ ચાલ.)
વરસાદ ચડયો, વરસાદ ચડયો,
રાજા ચોગરદમ વરસાદ ચડયો. ટેક.
પુણ્ય પ્રતાપ એકાએક કયાંથી,
આવીને રાજા અત્રે પડયો.—**વરસાદ.**

**સુમતિ**—મહારાજ! આપે હમણાંજ પ્રતિજ્ઞા લીધી તેના સારા ફળને લીધે આ શુભ સમાચાર આવ્યા.

**ચતુરદાસ**—
વૃતિ જે રાજા થઇ હોય તારી,
રાખજે એહ વિચાર ખરો.—વરસાદ.

**સુમતિ**— **ગઝલ.**
(ઇંદ્ર સભાની ઢબની.)

અતિ ગંભીર અર્થછે, આ સત્યવકત માંય,
રાજા એહ પુણ્ય થકી મેઘ દૃષ્ટે થાય.

**ચાંપરાજ**—
ઘો ઇનામ દ્યો ઇનામ, દ્યો બક્ષીસ પૂર,

**સુમતિ**—
હુકમ મુજબ વસ્ત્ર આદિ, અપુંછું હજુર.
(બંનેને ઇનામ આપે છે.)

**ચાંપરાજ**—પ્રધાનજી! છ માસની મુદત આજથી બાર દિવસ પછી પુરી થાય છે, તેમ મુગલ શાહ તરફથી હુકમ પણ આવી ગયો છે; માટે કાલે હું અહીંથી નીકળવાનો ઇરાદો રાખું છું.

**સુમતિ**—બહુ સારૂં મહારાજ!

**ચાંપરાજ**—વાસ્તે તમે અશ્વ રક્ષકને બોલાવી અશ્વ તૈયાર

રખાવજો તથા બીજી સઘળી તજવીજ કરાવી વિચાર ભુવનમાં આવજો, ત્યાં હું પણ અંતઃપુરમાં થઇને આવું છું.

**સુમતિ**—હુકમ મુજબ કરૂં છું.

(રાજા ઉઠે છે.)

**પ્રતિહાર**—આસ્તે કદમ મુલાકાતસે કદમ આજુસે બાજુસે નજર રખો મહેરબાન.

**ચાંપરાજ**—(મૂળરાજ પ્રવેશ કરતાં તે પ્રતિ) મૂળરાજ! હવે હું દિલ્લી જવાનો છું માટે તારે પ્રધાનજીની આજ્ઞામાં રહેવું.

**મૂળરાજ**—પિતાજી! હમણાં સમસવકતજી તમારા કાનપર જે જે વાત લાવ્યા તેનો અમલ હું દેશમાં સારી રીતે કરીશ.

**ચાંપરાજ**—બધી બાબતો અમલમાં લાવીશ?

**મળરાજ**—હા, બધીએ લાવીશ, પછી તમે મને શું ઇનામ દેશો?

**સુમતિ**—હા,, મહારાજ! મૂળરાજજી જરૂર ઇનામ લેશે, શિક્ષા ગુરૂ તેમના ઘણા વખાણ કરે છે.

**ચાંપરાજ**—મૂળરાજ! તું યુવરાજ થઇશ, ત્યારે તને પાયતખ્તની ગાદી ઉપર બેસાડશું એજ મોટું ઇનામ!

**મૂળરાજ**—તે સાચું પણ મારે તે વાસ્તે લાયક થવું જોઇએના?

**ચાંપરાજ**—ઠીક છે, તું શીશી લાયકી બતલાવીશ?

**મૂળરાજ**—

**( ન બોલો તારા તારા ) એ રાહ.**

**હું નીતિ સર્વ સ્થાપું, ને સ્થાપું સુખ આપું;**
**અનીતિ ઉથાપું, પ્રજા દુઃખ કાપું, જુઓ તમે બાપુ—હું.**
**વેદ તણી શાળા સ્થાપું, ધર્મ કર્મ બોધ આપું;**
**ન્યાય નીતિમાં માપું, પ્રજા દુઃખ કાપું—હું.**
**દંડું ચોર ચખારને, કરૂં રાજ રક્ષાય;**
**વિધવા બાળક વિપ્રને, આમની કરૂં સહાય—હું.**

બતાવું શૂર હું સ્વધર્મ યુદ્ધમાં;
ખામી ન લાવું હું, ક્ષત્રીના દૂધમાં—હું.

(ગાતા નીકળી જાયછે.)

**વિષ્કુંભક—**

**સ્થળ—રસ્તો.**

**પાત્ર—સંગીતભદ્રા.**

**સંગીતભદ્રા**—(પ્રવેશ કરીને સ્વગત) ચાલ હવે બાઇને ખબર દઉં કે મહારાજ કચેરીમાંથી ઉઠ્યા છે, ને હમણાં અહીં પધારશે. ચતુરદાસ બારોટે આવી દેશમાં વૃષ્ટિ થયાના ખબર આપ્યા, ને તે ઇશ્વરની કૃપાદષ્ટિ હાડારાજના પુણ્યથી થઇ એમ પ્રસંશા કરી, પણ હું તો એમ સમજાુછું કે સોનરાણીનો પતિવ્રત ધર્મ સતયુગ વર્ત્તાવે એવો, મૃતકને સજીવન કરે તેવો, ને બ્રહ્માંડ નાયક જગદીશ્વરને પ્રસન્ન કરે તેવો છે. તેમણે ગઇ કાલે પ્રાણપતિના નામ સ્મરણની સાથે પરમેશ્વરની આતુરતાપૂર્વક દેશમાં અનાવૃષ્ટિને માટે જે પ્રાર્થના કરી તેનું એ ફળ મળ્યું છે, તેમજ એ દંપતીનો સ્નેહ અપૂર્વછે, સૃષ્ટિ વિશે એવું જોડું વિરલ હશે, મારાં પણ ધન્યભાગ્ય કે એવી નીતિની મૂર્તિ પાસે સેવામાં રહેવા ઇશ્વરે મને જોગ આપ્યો છે. એના પતિવ્રત ધર્મના સશાસ્ત્ર ભાષણથી હું તો ચકિત ને કૃતાર્થ થઇછું, પણ હવે વિલંબ ન કરૂં! બાઇ સાહેબ રાહ જોતાં હશે.

## પ્રવેશ ૪ થો.

**સ્થળ—અંતઃપુર.**

પાત્ર.

**સુબોધા, સંગીતભદ્રા, સોનરાણી, ચાંપરાજ.**

(સુબોધા ઉતાવળથી હિંડોળાખાટ બીછાવે છે, એટલામાં સંગીતભદ્રા ત્યાં થઇ જાયછે. ત્યારે તે પોતાની સખીને ઉપરના કામમાં ગુંથાયેલી જોઇને.)

**સંગીતભદ્રા**—(પ્રવેશ કરીને) અલી સુબોધા! આજ તો બહુ કામવાળી થઇ હોય એમ જણાય છે?

**સુબોધા**—સખી! બાઇ સાહેબે મુને આજ્ઞા કરીછે કે તું વિ-

લાસગ્રહમાં જઇને હીરા જડીત હિંડોળા ખાટ બીછાવી તૈયાર રાખજે, કેમકે મહારાજ હમણાં પધારવાના છે, માટે દેવીની આજ્ઞા મુજબ તે હું દુરસ્ત કરૂંછું, પરંતુ સખી! બાઇ સાહેબ સ્નાનગૃહમાંથી બહાર આવ્યાં કે નથી આવ્યાં ?

**સંગીતભદ્રા**—સખી! સ્નાનગૃહમાંથી હમણાં સ્તુતિગૃહમાં ગયાં, અને મને આજ્ઞા કરીછે કે તું મહારાજ કયાંછે, તે તજવીજ કરી આવ.

**સુબોધા**—સખી! આજ બાઇસાહેબ સવારનાં ઉઠયાં છે ત્યારથીજ દિલગીરીમાં છે તો તેનું શું કારણ હશે ?

**સંગીતભદ્રા**—કારણ બીજું શું હોય ? મહારાજ દિલ્હી પધારેછે એજ !

**સુબોધા**—એ બંનેનો પ્યાર અનુપમ છે જરા જુદાં પડેછે કે બંને વિકળ દશા ભોગવે છે.

**નેપથ્યમાં**—સંગીતભદ્રા હજુ આવી નહીં !

**સંગીતભદ્રા**—અલી! બાઇસાહેબ અહીંજ આવેછે, હું વાત કરવા રોકાણીછું. એ જાણશે તો ગુસ્સે થશે, માટે સત્વર જાઉં.

**સુબોધા**—જા સત્વર, હું પણ કામે લાગું.

(સંગીતભદ્રા જાયછે અને સુબોધા કામે લાગેછે.)

**સોનરાણી**—(પ્રવેશ કરીને) સુબોધા કેમ બધું કરી રહી ?

**સુબોધા**—(સામું જોઇને) હા બાઇ સાહેબ.

**સોનરાણી**—ઠીક ત્યારે. (હીંડોળા ખાટે બેસે છે.)

**સુબોધા**—બાઈ સાહેબ! શી આજ્ઞા છે ? હુકમ હોય તો ભોજન તૈયાર કરૂં, આજ આપ ઉદાસ દેખાઓ છો ?

**સોનરાણી**— ગઝલ.

(ઇંદ્ર સભાની ઢબની.)

દાસી તું જાણે છે હવે, આવ્યા તે છ માસ,
કાલ રાજા જાશે દિલ્હી, પાદશાહની પાસ;
નોકરી છ માસની, કરવી પડે છે ત્યાંય,
પુનર્ દર્શન પતિનાં, થાય ત્યારે થાય;

મારો પતિવ્રત ધર્મ, તું થી નથી અજાણ,
દુઃખ આ અથાગ દાસી, કેમ મટે પ્રમાણ.

**સુબોધા**—પુણ્યનો પ્રતાપ બાઈ, મુગલ રાજનો,
જેથી ક્ષત્રીઓને ત્રાસ, એહ તાજનો;
વીર પુરૂષ છે રાજન, અતિ પરાક્રમી,
વખત આ વિચારી રહ્યા, મુગલને નમી;
એક સમશેર જો, બજાવે આપ નાથ,
એક વખત દીલ્હી શેહેર, કરે ક્ષત્રિય હાથ;
પણ અકબર છે મહા, વિવેકી ભૂપાળ,
ક્ષત્રિય સાથ ક્ષત્રીવટ, રાખેછે સંભાળ;
તેથી મિત્ર તુલ્ય ક્ષત્રિય, વરતે તેની સાથ,
પ્રીતિ દિલ્હી તખ્ત પતિ, દેખાડે અગાધ.

ત્યારે બાઇ સાહેબા મહારાજ કાલે દિલ્હી તરફ રવાના થવાના છે, પરંતુ આજનો દિવસ આંહીં છે તો જો આજ્ઞા હોય તો સુવર્ણઅલંકાર લાવું તે ધારણ કરો.

**સોનરાણી**—દાસી! તું મારી રીતી નથી જાણતી, આ જરિયનની સાડી તથા અલંકાર થોડા ઘણાછે તેનો પણ હવે ત્યાગ કરીશ, અને સાત્વિક પોશાક ધારણ કરીશ

**સુબોધા**—આટલાં તો રહેવા દેશો.

**સોનરાણી**— રાગ આશા ગોડી.

શૃંગાર શું હવે સજીયે સુણરે દાસી! શૃંગાર શું હવે સજીએ. ટેક.
સુવર્ણઅલંકાર, પિયુજો વિદેશે, વેરી વિકારી સમજીએ;—સુણરે.
સંગીત સાહિત્યો દૂર મૂકે જઇ, મિષ્ટાન પાન તજીએ;—સુણરે.
કઠણ પતિવ્રત ધર્મ છે મારો, એક ચિત્તે હરિ ભજીએ.—સુણરે.

**સંગીતશાસ્ત્રા**—(પ્રવેશ કરીને) બાઇ સાહેબા મહારાજ કચેરીમાંથી હમણાં ઉઠયા અને આંહી આવે છે, એવા ચતુરદાસ બારોટ તરફથી ખબર મળ્યા.

**સોનરાણી**—ત્યારે તો હમણાં આવશે!

**સુબોધા**—બાઇ સાહેબા ત્યારે ભોજનને માટે શી આજ્ઞા?

**સોનરાણી—** ગજલ.

( ઇંદ્ર સભાની ઢબની. )

ખાનપાન વિધિ દાસી વિરહી આ છમાસ,
કરેછે તેમ કરજે હવે ચિત્ત થયું ઉદાસ;
કુમકુમ આ દર્શદાસી જા અહીંથી લઇ,
મુગલ નોકરીની વેળા, પીયુ મારાની થઇ.

**નેપથ્યમાં**—આસ્તે કદમ મુલાકાતસે કદમ બાજુસે બાજુસે નિગાહ રખો મહેરબાન

**સોનરાણી**—દાસી! પ્રાણનાથ પધાર્યા!

**ચાંપરાજ**—(પ્રવેશ કરીને) પ્રિયા! આજ તમારી મુખ મુદ્રાપરથી જણાય છે કે તમે ઘણાજ ઊંડા વિચારમાં છો!

**સોનરાણી**—બીજો કયો વિચાર હોય માત્ર આપ—

**ચાંપરાજ—** ગજલ.

( ઇંદ્ર સભાની ઢબની. )

સુણ પ્રિયા છે દિવસ બાર બાકી આ છમાસ,
દિલ્હી પહોંચવું છે મારે, થઇશ ના ઉદાસ.
ખાન પાન તજીશ નહીં, હઠ ન કરીએ નાર,
શરીર તુજ તવાય છે, હું આવુંછું જે વાર;
માટે મારા સમજો તજ તું ધઉં ને બાજરી,
ફક્ત જવાર છાશથી ન શકિતરે જરી;
પ્રીતિ તારી ટેક તારી શંકા નહીં લગાર,
મનની જે પવિત્રતા, તે છે મન મોઝાર;
પ્રિયા આમ યોગીવત્ દેહ દમતી કેમ,
એહ ભૂલ તુંમાં ગણું રહેવું કુશળ ક્ષેમ;
તો આ પરાધીનપણું જાશે કોઇક દીન,
વખત જોઇ વરતે નર તે નીતિમાં પ્રવિણ.

એટલા માટે પ્રિયા! તમારે સારાં સારાંખાનપાનનો ત્યાગ નહીં કરવો, પણ સુવસ્ત્રાલંકાર ધારણ કરવા કેમકે તમારૂં અંતઃકરણ જો પવિત્ર છે તો આ વસ્ત્રાલંકારથી કાંઇ નીતિ વિરૂદ્ધ નથી થતું.

**સોનરાણી— રાગ કલ્યાણ.**

(શ્રી જગતપતિ પ્રભુ આપ સન્મતી. એ ચાલ.)
પ્યારા મારા અહો એ નહીં મુને કહો,
મારી રીતિ પાળવા રજા મુને દીઓ; ટેક.
નીલમ કંકણુ આ પહેરૂં તો જાણો હાથ કડી,
સાડી જરીયન તમ દરશન વિણ બાળે ફરી ફરી;—પ્યારા.
મુક્તા માળા આ રાખું તો ઉરમાં ઉપજે તાપ,
ઝાંઝર પગમાં આ ઘાલું તો બેડીવત પરિતાપ;—પ્યારા.
અંજન નેત્ર વિષે આંજું તો ચક્ષુ અંધ હું વામ,
કુમકુમ ચાંલ્લો તમ દરશણ વિણ દેખું જાણે ડામ;—પ્યારા.
આર્ય! તેની સાથે બીજી પણ એક વિનતિ છે.

**ચાંપરાજ—** શું છે બોલો?

**સોનરાણી— રાગ.**

(શિવ ધનુ કઠન કઠોરરે માઇ એ ચાલ.)
કહોતો રાજા સાથે હું આવું,
બખતર પહેરીને એને હરાવું; ટેક.
તમારો વિયોગ છે અતિ દુઃખ દાયક,
ઝેર થતું મિસ, વસવું ને ખાવું—કહોતો.
આરે શરીરથી દિલ્હી પતિનું,
કળ બળ કરી હું શિશ ઉડાવું.—કહોતો રાજા.
શરીર પડે તો શું રે થયું રે,
આમ પરાધીન પ્યારા શું થાવું.—કહોતો રાજા.

**ચાંપરાજ— ગજલ,** (ઇંદ્ર સભાની ઢબ.)

સોઢા રાજ પુત્રની તું પુત્રી મારા પ્રાણ;
રૂપ શૌર્ય ગુણમાં તું તો, ઓછી નથી જાણ.
પણ આ હાડા કેરૂં શૌર્ય, જાણ્યું તેં નહીં;
ખાડા કદી ખસશે પણ હાડા ખસશે નહીં,
કેતો બેગમ પાદશાહની, અહીં હાજર કરૂં.
દિલ્હી તખ્તપતિ મારી, પગ અહીં ધરૂં;
મુજ પરાક્રમ તારી પાસે, કહેવું નહીં યોગ્ય;

સાંભળે એવું તો નહીં, હાંસી કરે લોક.
માટે સમય વિચારીને, રહે તું અહીં નાર,
તુજ પતિવ્રત સાચવીને, ભક્તિનો વિચાર.
માસ જે છ માસ તે, વીતી જતાં ન વાર;
પ્રિયા ન ઉદાસ થઇશ, વહેલો આવીશ નાર.
અવર વાત એછે પ્રિયા, દિલ્હી તખ્ત રાય;
ઘણા સ્નેહે વરતે જાણે, મિત્ર એ કહેવાય.
જેથી અરૂચી હમોને, નવ કદી થતી;
આજ પ્રબલ જાણી એવું; કરીએ ત્યાં ગતી.

**સોનરાણી**—બહુ સારૂં, પરંતુ—

### મુલતાની બરવાની ઠુમરી.

(જનમો જનમ ગુન માંનું મે તેરા. એ ચાલ.)
વખતો વખત તમ પામું હું દરશન;
તો દિન સુખથી કાઢું હો પીયુ;—વખતો. ટેક.
આપ વિના પલ એકે નવ જાયે;
કોણ આધારથી, જીવું હું પીયું.—વખતો.
નિશાની તમારી કટાર રૂમાલની,
હોતો પૂજાથી, દિન કાઢું હો પીયું.—વખતો.
ખટમાસ પહેલાં, આવજો સ્વામી;
નહીં આવો તો, તન પાડું હો પીયું.—વખતો.

પ્રાણનાથ! આપે મુને કહ્યું કે સુવર્ણાલંકાર ધારણ કર, તથા સારાં સારાં ખાનપાનાદિક ગ્રહણ કર તો એ વાત આપ વિદેશ જાઓ અને મુને સોહે, એવું કદી ન બને, માટે આર્ય પુત્ર! એ આજ્ઞા આપ રદ કરો; તેમજ છ માસની મુદત્ત પુરી થયે આ તરફ પ્રયાણ કરવું, એવા મારા સોગન ખાઓ.

**ચાંપરાજ**—બહુ સારૂં પ્યારી! તમારો અત્યાગ્રહ છે તો તમારી મરજી મુજબ જે વ્રત ધર્માચરણ પાળવું હોય તે નિસ્સંદેહ પાળજો; અને આ રૂમાલ તથા મારી પ્યારી વસ્તુ કટાર તમારી માગણી મુજબ તમને આપું છું, તે પ્રાણ સમાન સમજીને એનું રક્ષણ કર-જો, તથા મરણ પ્રાય સંકટ હોય તો પણ ક્ષત્રાણિવટ રાખી આ-

નાથી અલગ કદી થશો નહીં, અને હું છ મહીના પહેલાં અહીં નહીં આવી શકું તે સમજી રાખજો.

**સોનરાણી**—ઠીક, પ્રાણનાથ! પણ-(ગળે વળગીને)

**રાગ સોરઠ.**

પીયુ મારા વચને પળજોરે, ભરથાર વેલેરા વળજો; પીયું, ટેક.
પરાક્રમી છો પ્રિયતમ મારા, શત્રુને શાણા છળજોરે.—ભરથાર.
શુદ્ધ ભકિત પ્રભુ પેખજો મારી, પુણ્ય પતિવ્રતફળજોરે.—ભરથાર.

**ચાંપરાજ**—(રાણીના આંસું લુહીને) પ્રિયા! તમારાથી જુદા પડવાનો વખત હવે જેમ જેમ નજીક આવતો જાય છે, તેમ તેમ મારૂં અંતઃકરણ વધારે દ્રવિત થાય છે તેમાં આમ તમને શોચ કરતાં જોઇ મુંને વધારે દિલગીરી થાય છે માટે શોક ક્ષમા રાખો તો સારૂં, અલબત વિયોગ એ ઓછું દુઃખતો નથી તોપણુ લાચાર છું કે ગયા વિના ચાલે તેમ નથી, તેમ તમે પણ કયાં અજાણ્યા છો કે મારે આ કહેવાની જરૂર પડે! હવે તમે સત્વર ભોજનશાળામાં જઇ ભોજન તૈયાર કરાવો એટલામાં વિચાર ભુવનમાં પ્રધાનજીને મેં બોલાવ્યા છે તે મારા ગયા પછી રાજ્યની કેવી રીતે વ્યવસ્થા કરવી તે વિશેની સૂચના કરીને ત્યાં આવું છું, મારા ગયા પછી કોઇ વાતમાં પ્રધાનજીને હરકત ન કરવી, તેમ તમારે પણ તમામ દેખરેખ રાખવી, અને પ્રજાને દુઃખ થાય એવું કાર્ય કોઇના તરફથી ન થવા દેવું.

**સોનરાણી**—બહુ સારૂં, પ્રાણનાથ.

(રાજા જાય છે અને તેના ગયા પછી) દાસી!

**સંગીતભદ્રા**—આજ્ઞા; બાઇ સાહેબ?

**સોનરાણી**—આજ સ્વામીનાથને માટે હુંજ સ્વહસ્તે ભોજન સામગ્રી બનાવીશ માટે ચાલ ભોજનશાળામાં જઇએ.

**સંગીતભદ્રા**—બાઇ સાહેબ! ચાલો આ રસ્તે પધારીએ.

(સૌ નીકળી જાય છે.)



# चांपर ज ाडो ने सोनर णी.

### नाटक ससांकि.

## અંક ૨ જો.



### સ્થળ—દિલ્હી.

### પાત્રજન.

| | |
|---|---|
| અકબર................................ | દિલ્હીનો બાદશાહ. |
| બીરબલ................................ | તેનો પ્રધાન. |
| લક્ષ્મીદાસ................................ | એક ભિક્ષુક બ્રાહ્મણ. |
| પહાડસિંહ................................ | અકબરનો એક ઉમરાવ ને ચાંપરાજનો મિત્ર. |
| વિમળમતિ................................ | તેની સ્ત્રી. |
| વિજયસિંહ................................ | તેનો દીકરો. |
| જાનબીબી................................ | અકબરના જનાનાની ગોલી. |
| ચાંપરાજ................................ | બુંદીકોટાનો રાજા. |
| શેરબેક................................ | અકબરનો ઉમરાવ. |
| લાલખાં, કમાલખાં ................................ | સદર |
| ખાનખાનાન, ટોડરમલ, માનસિંહ ................................ | અકબરના સરદાર. |
| પૃથુરાજ................................ | વિકાનેરનો રાજા ને પ્રતાપરાણાનો મિત્ર. |
| ગંગકવિ................................ | અકબરનો રાજકવિ. |

લવો, પ્રતિહાર વગેરે.

## — અંક ૨ જો.

# પ્રવેશ ૧લો.

### સ્થળ—દિલ્હીમાં રાજમહેલ.

**પાત્ર.**

**અકબર, બીરબલ, લક્ષ્મીદાસ, પ્રતિહાર.**

**અકબર**—બીરબલ ! જમાબંદીકે તીનકાનુન બાંધેહે, લેકીન રૈયતમેં કુછ બુમાટ હોવે તો તીલાશ રખના.

**બીરબલ**—ખુદાવીંદ ! યહ કાનુનસેં સબ રૈયત ખુશહે, કયું કે આપને દર બહોત કમી કીયાહે.

**અકબર**—બીરબલ ! રૈજી ઓર અબુફ્જલકું હિંદુ ધર્મ કે ગ્રંથ જો રામાયન ઓર મહાભારત હે ઉસકા ફાર્શિ જબાનમેં તરજુમા કરનેકું દીયાહે સો તૈયાર કીયાહે કે નહીં ?

**બીરબલ**—જહાં પનાહ ! આધા તરજુમા હો ગયાહે, મગર ઉસ અરસેમે જો નામદારને બાઈબિલકા તરજુમા વો ફીરંગી પાદરીકું કરનેકા ફરમાયાહે ઉસકી મદદમેં ભેજેહે.

**અકબર**—કલરોજ વો સન્યાસી, ઓર પાદરી દોનું બીચ જો ધર્મકી ચર્ચા લખાનસેં હુઈથી ઉસકા છેવટ કયા નિર્ણય હુવા ?

**બીરબલ**—નામદાર ! જગકર્ત્તા પરમેશ્વરને યહ દુનિયા બહોત કારીગરીસેં ઓર સ્વેચ્છાસે બનાઇહે, વો બાત બીન અંદેશે મુકરર હોગઇ, મગર પુનર્જન્મકી તકરાર અબ ચલતીહે.

**અકબર**—ઉસ દિન જો હિંદુકી ઓરત સતી હોને ચલીથી ઉસકા કયા ખબરહે ?

**બીરબલ**—નામદાર ! મીરઝાખાં ઓર જૈનખાંને ઐસા ખબર ભેજાહેકે વો ઓરતકા એક પાંઉ થોરાસા જલ ગયા, ફીર હમ જા પહુંચે ઓર ઉસકું બચાલી ઓર અબ દવાખાનેમેં ઔષધ જારીહે.

**અકબર**—બીરબલ ! તું હાજર જવાબમેં બડા હુંશિયાર હે !

**બીરબલ**—ખુદાવીંદ ! મેં કયા હુંશિયાર હું જૈસા આપકા સવાલ વૈસા મેરા જવાબ, ઇતની મેરેમેં જાનબુજન હોવે તો ફીર નામદાર કે પાસ કચેરીમેં બૈઠને લાયકબી કૈસે હોઉ !

**પ્રતિહાર**—(પ્રવેશ કરીને) ખુદાવીંદ! એક બમન આયાહે સો કચેરીમેં આને મંગતાહે.

**અકબર**—આનેદો.

**બીરબલ**—ઇસીમેં રજા લેને કયું આતાહે?

**લવો**—ફકીર હોય તો રજા લેવા આવવું; અને હિંદુ હોય તો ન આવવું.

**અકબર**—લવા! મેરી સમુજમેં આયાહે, બીરબલ્લભી હિંદુ ઓર તું ભી હિંદુ!

**લવો**—ના સાહેબ! એમાં જ્ઞાતિભેદનું કાંઇ નથી, હું તો જાતનો બ્રાહ્મણ, બ્રાહ્મણ, બ્રાહ્મણનું તો ખોદીયે, એવું ધારૂં તો એના આવવાનો અવાજે આપને કાને પહોંચવા ન દઉં; કોણ જાણે ભાઇ સુતું જાગે અમારી જાત તમે જાણી નથી! ક્યાંક મારાં ગોદડાં ભારે કરાવી દીએ.

**લક્ષ્મીદાસ**—(પ્રવેશ કરીને) દિલ્હી ગાદી મુગલ બાદશાહી અવિચળ રહો! ખુદા ભગવાન આબાદી કરે! શતાયુર્ભવ!!.

**લવો**—મહારાજ ભણ્યા તો સારૂં જણાઓછો, ફારસી ને બ્રાહ્મણી બોલી બંને કચરી નાંખી જણાય છે!

**લક્ષ્મીદાસ**—શું કરવું, બાદશાહની કચેરીમાં આવવું, માટે ભાષાતો સઘળી જાણવી જોઇએ, એક બાપનાં બે છોકરા, હિંદુ તથા મુસલમીન!

**લવો**—ખુદાને ભગવાન આબાદી કરે તે ખુદા ભગવાન નોખા હશે કેમ?

**લક્ષ્મીદાસ**—એટલા માટે નહીં, પરંતુ મુસલમાન પાસે યાચના કરીએ ત્યારે એના દેવને, હિંદુ પાસે આપણા દેવને, પણ ખોટું ન લગાડીએ, પીરને પણ માનીએ અને પેગંબરને પણ માનીએ સૌ સારૂં કરે, માનવામાં આપણને શું નુકશાન છે?

**લવો**—ત્યારે તો મહારાજ મુસલમાન પાસે પણ માગવા જાઓછો કેમ?

**લક્ષ્મીદાસ**—અરે બાપા અલ્લોપનીષદ્ વેદમાંય છે, એની ખબર છે? અમે બ્રાહ્મણ તો જેવો યુગ તેવું બોલીએ; અને ગ્રંથ પણ તેવા બનાવીએ સાંભળ!

## શ્લોક.

**युगेयुगेषुयेधर्माः तेषुतेषुयोद्विजाः ॥**
**तेषांनिंदानकर्त्तव्या, युगरूपाहियेद्विजाः॥**

યુગ યુગવિશે જેવા જેવા ધર્મ તેવા તેવા બ્રાહ્મણ થાયછે, પરંતુ એની નિંદા ન કરવી કેમકે બ્રાહ્મણ તો યુગને અનુસરીને વર્તે છે.

**લવો**—આતો આડી વાતે ચડી ગયો! હવે અહીં શું આવ્યા છો તેતો કહો?

**લક્ષ્મીદાસ**—જાતતો તારી અને મારી એક લાગે છે એ વિના આવી બોલી ન હોય!

**બીરબલ**—મહારાજ! બોલો, તુમારે ઇધર આનેકા કયા સબબહે?

**લક્ષ્મીદાસ**—નામદાર! મારે તીર્થ યાત્રા કરવાને જવું છે, પરંતુ ખરચી નથી તો આપની પાસે યાચના કરવા આવ્યોછું કે આપ તરફથી કંઇ ખરચી મળશે. આતો કાશી કે મકકામાં વાવવા તુલ્ય છે!!

**લવો**—મહારાજ! એમ કહો કે કાશીમાં વાવવું ને મકકામાં લણવું.

**અકબર**—અચ્છા તુંમ બમન હો તુમારે ખરચી ચાઇતી હે કયું! તુમ સહકુટુંબ કયું નહીં નિકલે?

**લક્ષ્મીદાસ**—ખુદાવીંદ! ત્રીને તીર્થની જરૂર નથી.

**અકબર**—કેસેં જરૂર નહીં હે?

**લક્ષ્મીદાસ**—તે પોતાના પતિનાં જો દર્શન કરે તો તેને અડસઠ તીર્થનું ફળ મળે છે!

**લવો**—તે તમારા જેવા હોય તો ના?

**અકબર**—લવા! બીચમેં મત બોલ, મહારાજ આગે બોલો!

**લક્ષ્મીદાસ**—અને તેમજ સ્ત્રી પતિવ્રતા હોય તો એના દર્શનથી એના પતિને સઘળાં તીર્થનાં ફળ મળે છે.

**લવો**—રાજા ભરથરીને પણ પિંગળાના દર્શનથી સર્વ તીર્થનાં ફળ મળ્યાં હતાં, મહારાજ સાચું કહોછો, બોલો પછી?

**અકબર**—તબ મહારાજા હમારે મકાનમેં સબ તીર્થકા ફલ મીલજાવે વૈસા કુછ ઇલાજ બતલાઓ કે જીસકે લીએ હમારે હજ કરનેકું મકકે જાના ન પડે !

**લક્ષ્મીદાસ**—નામદાર ! આપના જઇફ માત પિતા તથા આપના ઉસ્તાદના દર્શન કરો તોપણ સઘળાં તીર્થનું ફળ આપને મળે.

**અકબર**—મેરે માતપિતા ઓર ઉસ્તાદ બેહેસ્ત નશિન હુવે હે.

**લક્ષ્મીદાસ**—તો નામદાર ! મેં પતિવ્રતા સ્ત્રીનાં દર્શનનું કહ્યું તો તેથી એટલુંજ પુણ્ય છે, માટે આપના જમાનાની શી તારીફ કરવી, હુરમ સાહેબનાં દર્શન કરો તોપણ તેટલુંજ પુણ્ય છે.

**અકબર**—બરાબર મહારાજ મેરે બહોત હુરમહે વો સબ નેક બખ્ત ઓર બડી ટેકવાલી ઓર દિલસેં પાક હે; સો ઉસકા દેદારસેં મુઝે મક્કા ઓર કરબલા જાકે હજશરીફકી જરૂર નહીં હે કયું ?

**લક્ષ્મીદાસ**—આપ બાદશાહના જનાનામાં નેક ઓરતનું શું પૂછવું, એતો હોયજ !!

**લવો**—(બીરબલને આંખથી ઇશારો કરીને) છેતો એવુંજ !

**અકબર**—કયું બીરબલ ! મુઝે અબ.હજ કરનેકી જરૂર નહીં હે કયું ?

**બીરબલ**—હાં ખુદાવીંદ, ( મુઠી બતાવીને ) આપકું કામકે વાસ્તે જરૂર હોવે !

**લવો**—(બે મુઠી બતાવીને) બીલકુલ જરૂર નહીં હે !!

**અકબર**—બીરબલ ! યહ બમનકું કુછ ખરચીદો.

**બીરબલ**—બહોત અચ્છા સરકાર ! ચોબદાર ?

**પ્રતિહાર**—હુકમ સરકાર ?

**બીરબલ**—યહ બમનકી સંગ યહ ચીઠી લેકર જાઓ ઓર ઉસકું તીજોરીસેં તીનસો અશરફી દીલવાદો.

**પ્રતિહાર**—બહોત અચ્છા સરકાર ! જાતા હું. ( બ્રાહ્મણને ) ચાલો મહારાજ !

**લક્ષ્મીદાસ**—ચાલો. (જાય છે.)

**બીરબલ**—(મુંઢી બતાવીને) ખાવીંદ! એસે નહીં હોના ચહીએ, ઓરત જાતકી પક્કી ખાતર જમા નહીં હોતી.

**અકબર**—(ગુસ્સે થઇને) અચ્છા તબમેંરી હુરમ મેં ભી તું અંદેશા રખતાહે કયું? ઇસસે તેને મુઝે નામોશી દીહે, મેરી એકબી હુરમ એ હુરમત મંદ હે ઐસા તું સાબીત કર, ઓર જો યહ બાત તહકીક નહીં હોગી તો તેરે જાનકી ખુવારી હોગી.

**બીરબલ**—નામદાર! યહ બાતકું જાસ્તી છેડનેમેં ફાયદા નહીં હે, પીછેસેં ખેદ હોગા!

**અકબર**—ફીકર નહીં, સાબીત કર, નહીંતર તુઝે યોગ્ય શાસન કરનેમેં આયગી.

**બીરબલ**—બહોત અચ્છા સરકાર! તબ મુજે કુછ મુદત મીલની ચહીએ, કયું કે યહ કામ બડા જોખમી હે.

**અકબર**—અચ્છા દો માસકી મુદત દેનેમેં આતી હે, અબ મેં જનાનખાનેમેં જાતા હું.

**બીરબલ**—પધારીએ સરકાર! (બાદશાહ જાય છે ત્યારે સઉ ઉભા થાય છે અને ગયા પછી બેસેછે.)

**લવો**—બીરબલજી! સપડાણા કે?

**બીરબલ**—તુઝે કયા માલુમ હે?

**લવો**—આમાં ફાયદો નહીં કાઢો, માટે હજી બાદશાહ પાસે માફી માગી લેતો ઠીક.

**બીરબલ**—તું કાયર હે!

**લવો**—એ આ પંઝામાં અગમને નિગમ બધુંએ જાણું છું, પણ મોટા સાથે હોડ ત્રિયા તેની રંડાશે! એ ઘરડાનાં વેણ સાચાં સમજવાંતો!

**બીરબલ**—પરંતુ અબ તો સાબીત કીયે સિવા છુટકારા નહીં હે!

**લવો**—ત્યારે ભલે બોલ્યું પાળો ને જન્મારો બાળો, પણ એમાંથી ત્રીજું થઇ જાય નહીં, પાણી સાતવાંસ ઊંડાં છે!

**બીરબલ**—તીસરા કયા હો જાયગા!

**લવો**—તે હમણાં કેમ ખબર પડે, નીવડે વખાણ, સાપના દરમાં હાથ, તે બચાવે ત્રિલોકનો નાથ, તો બચીએ નહીંતર આપણે તો ગામતરૂં આવ્યું!

**બીરબલ**—ડરના નહીં, હિંમતસેં સબ કુછ હોતા હે; અબ મેં યહ બાતકી તજવીજ મેં રહતા હું, ઔર તુઝેભી મેરી મદદમે રહના.

**લવો**—બહુ સારૂં, આપણે તો જીવતાના જાનૈયા છૈએ, આને વાલાકા બોલબાલા, ઔર જાને વાલાકા મું કાલા! (એમ કહી નાશી જાયછે)

**બીરબલ**—(સ્વગત) યહ હેવાનકું કુછ ગમ નહીં હે, અચ્છા અબ કુછ જુગ્તિ કરકે બાદશાહકું યહ બાત બતાદેવે તો સલામતી હોગી. (એમ વિચારમાં પડી ત્યાંથી જાયછે.)



## પ્રવેશ ૨ જો.

**સ્થળ—પહાડસિંહનું ઘર**

**પાત્ર.**

**વિમળમતિ, પહાડસિંહ, વિજયસિંહ.**

**વિમળમતિ**—હા એમજ, હાડાજી જ્યારે એટલા શરવીર છે ત્યારે પરાધીનપણું કેમ વેઠે છે?

**પહાડસિંહ**—પ્રિયા! મારો મિત્ર સમય વિચારી તાબે રહેલ છે, નહીંતર એના પૂર્વજોએ તો જે મહાન્ પરાક્રમો કર્યાં છે, તે ઇતિહાસોમાં કોઇથી અજાણ્યાં નથી.

**વિમળમતિ**—પ્રાણનાથ! તમે હાડાજી સાથે મિત્રતા બરાબર સાચવોછો એવું મારા જોવામાં આવે છે કેમકે—

### ગીતી

દેતા લેતા પ્રીતે, ગુપ્ત વાત નિજ સદા પ્રગટ કરતા,
ભોજન દેતા લેતા, મિત્ર ધર્મે શુભ યોગ્યજ આચરતા;
દોષ પરસ્પર ઢાંકી, ગુણ રત્નોને દ્રશ્યમાન કરતા,
હીતનો મારગ હેતે, દરશાવીને પ્રેમ હૃદય ભરતા.

**પહાડસિંહ**—હા પ્યારી! મિત્ર ધર્મની એટલાં વાનાથી હદ આવી રહેતી નથી!

**વિમળમતિ**—ત્યારે તેથી વિશેષ પછી શું થતું હશે?

**પહાડસિંહ**—પ્રિયા!

### ગીતી.

પુરૂષારથ ચારેનું, સ્થુળ શરીર આ સાધન કેવાયે;
તુચ્છ ગણીને તેને, મિત્ર દુઃખમાં તે અરપણ થાયે;
નથી દેહ તે સમયે, વિશેષ કિમ્મતની તેના મનને;
મિત્ર દુઃખમાં અરપણ, કરતાં અટકાવે નહીં તે તનને.

**વિમળમતિ**—પ્રાણનાથ! એવા મિત્રતો આ વિશ્વમાં વિરલા હશે!

**પહાડસિંહ**—તો અમારી મિત્રાઈ પણ તેવીજ જાણવી.

**વિમળમતિ**— **માલીની છંદ.**

અમર અજર તોએ મિત્ર કીર્તિ થવાની,
નશ્વર દુઃખી દેહી સ્વામી નિશ્ચે જવાની;
નકિ નકિ નકિ એતો નાથ રીતી સુ રાખો,
અનુપમ ખુબી એની આપ પ્રીતેજ ચાખો.

**પહાડસિંહ**—પ્રિયા! મિત્ર ધર્મનું પુસ્તક તમારી સખીએ તમને ભેટ દાખલ મોકલ્યું છે,એવું તમે કહેતાં હતાં તે ક્યાં છે!

**વિમળમતિ**—તે સોનેરી અક્ષરથી આપને માટે તૈયાર કરાવુંછું, હવે એકાદ રોજમાં લખાઈ રહેશે એટલે આપના ચરણ કમળમાં લઈ હાજર કરીશ; પણ પ્રાણનાથ! આપણા પ્રિય પુત્ર વિજ-

યસિંહે અભ્યાસ તો ઠીક કર્યો જણાય છે, મેં કેટલાક પ્રશ્ન કર્યા, તેનો તેણે સંતોષકારક ઉત્તર આપ્યો.

**પહાડસિંહ**—હા ! એમાં સ્વદેશાભિમાનનો જુસ્સો સારો જણાય છે, મુને લાગે છે કે તે આગળ જતાં વીરની પંક્તિમાંનિકળશે.

**વિમળમતિ**—પ્રાણનાથ ! એ તમારી તાલીમનું ફળ છે.

**પહાડસિંહ**—હા ! એ બધા નીતિ ગુણના અંકુર ઉત્પન્ન થયા, એ મારા હમેશના ઉપદેશે એમાં શક નહીં.

**વિમળમતિ**—પ્રિય ! ક્રોધ ન કરો તો કહું.

**પહાડસિંહ**—સુખેથી કહો શું છે ?

**વિમળમતિ**—બાળકોની તાલીમનો વિશેષ આધાર અમારા પર રહે છે.

**વસંતતિલકા છંદ**

સાચી રતી શિશુ તણી અમમાં રહે છે,
પીતા થકી જનુનીને વધુ એ ચહે છે;
બોલો કરે અસર તેહમાં જે અમારા,
તેવા નકી નહી ઠરે વચનો તમારાં,
નીતી અનીતિ જનુની તણી એ ગ્રહે છે,
કીશોરમાં મન તણી સ્થિતિ ત્યાં રહે છે;
તેમાં હશે જનુનિ જો નિતી બોધ દાતા,
વીરો થશે ધરણિમાં અવધી ગણાતા.

**પહાડસિંહ**—પણ સાથે અમારો સદુપદેશ અને શિક્ષણ પણ જોઈએજ, બાળપણામાં તમારે સ્વાધીન હોય એ તો દેખીતુંજ છે.

**વિમળમતિ**—પણ અમે જો સાદાં ભોજન પાનની સાથે માનસિક એવું જે નીતિના ઉપદેશનું ભોજન ન જમાડીએ તો જરૂર શરીર સારાં પૈષ્ટિક પદાર્થથી પુષ્ટ થાય પણ મન મૂઢ રહે અને દુષ્ટ વિકારોથી વિકૃતિ પામે તથા સદ્ગુણનો પ્રકાશ ન થાય એ ચોક્સ સમજજો.

**પહાડસિંહ**—એ બધી તમારી ખરી વાત છે, હું અંગીકાર કરૂં છું.

**નેપથ્યમાં**—મારાં માત પિતા તો અહીંજ જણાય છે ને શું!

**પહાડસિંહ**—વિજયસિંહ આજે કયાં રોકાણો હશે!

**વિજયસિંહ**—(પ્રવેશ કરીને) પૂજ્ય પિતાજી! પ્રણામ કરૂં છું.

**પહાડસિંહ**—સંભારતાંજ આવ્યો, (તે બેઠા પછી) કેમ બેટા! બોલો તમે આટલા રોજ ભણીને શું શિક્ષણ લીધું? સંસારમાં કેવી રીતે વર્ત્તવું?

**વિજયસિંહ**—પિતાજી! પ્રથમ તો આપની તથા મારાં માતુશ્રીની સેવા હજાર કામ પડતાં મૂકી અનન્ય ભાવથી કરવી, એ સર્વોત્તમ તાત્પર્યમેં ગ્રહણ કર્યો છે, બીજું એ કે આ સંસારમાં સદાચરણથી ચાલવું, અનીતિ અન્યાયથી દૂર રહેવું, સ્વપ્ને પણ અસત્ય ભાષણ કરવા ઇચ્છા ન રાખવી, અયોગ્ય રીતે દ્રવ્ય સંગ્રહ કરવા દ્રષ્ટિ ન કરવી, પરદારાને માતાવત્ સમજવી, એક નિષ્ટાથી હમેશ ઇશ્વરનું સ્મરણ નિયમિત રીતે કરવું, કોઈ પ્રાણીને દુઃખ ન દેવું, સ્વદેશાભિમાન, સત્ય ધર્માભિમાનનો કદી ત્યાગ ન કરવો, ઉદ્યોગી, આગ્રહી અને ધૈર્યવાન થવું, કદી સાહસ કામ ન કરવું, પોતાના પુરુષાર્થથી કમાઈ ખાવું ને ગમે તેવું સંકટ આવે તોપણ સદાચરણ કે નીતિ વિરૂદ્ધ પગલું ન ભરવું તથા ધૈર્ય રાખવું.

**પહાડસિંહ**—(સ્રી સામું જોઇને) શું! મારૂં અંતઃકરણ આ સાંભળી પ્રસન્ન થાય છે!

**વિમળમતિ**—પ્રાણનાથ! માબાપોને આથી અધિક સંતોષ બીજો કયો હશે! સદ્ગુણી પુત્રના કમળ વદનથી નીતિ વચનની અખંડ ધારા નીકળતી આપણે જોઇએ, એ સંતોષ આગળ બીજું કયું સુખ તુલનામાં આવી શકે છે!

**પહાડસિંહ**—બસ બસ, પ્રિયા એથી હદ આવી રહી!

**વિજયસિંહ**—પિતાજી! જયપુર જોધપુરના મહારાજા આજે આવ્યા, ત્યારે ચાંપરાજ પણ આજે આવવા જોઇએ.

**પહાડસિંહ**—હા, એમની મુદત પણ આજ કાલ પૂરી થાય છે.

**સિપાહી**—(પ્રવેશ કરીને) સરકાર! ચાંપરાજ મુંદીથી પધાર્યા.

**પહાડસિંહ**—ક્યાં છે ?

**સિપાહી**—અહીં આપની પાસે આવે છે.

**પહાડસિંહ**—ચાલો, ત્યારે આપણે સામા જઇએ.

( સઉ જાય છે. )



# પ્રવેશ ૩ જો.

**સ્થળ.**

## રસ્તો અને પછીથી જાનબીબીનું ઘર.

**પાત્ર.**

**બીરબલ, જાનબીબી.**

**બીરબલ**—(સ્વગત) અબકયા કરનાં ! જો હોના થા સોં તો હો ચૂકા, પાદશાહકી મુદતકું અબ તીન દિન રહા હે, ઉસ અવલ કુછબી પુરાવા તૈયાર કર રખના ચહીએ. સરતમેં શીકસ્ત મીલી તો બેશક બે આબરૂ હોગી, ઓર દેશપાર હોનેકા વક્ત આયગા; (ખુબ યાદ કરતાં) અચ્છા યાદ આયા ! જાનબીબી વિના યહ કામ નહીં હોગા. વો પુરાની કનીઝક ઓર જનાનેકી સબ રાહસે નીસબત ધરાતી હે; ઉસકે ઘરું, જાઉં, ઓર કુચ્છ પ્રપંચસેં ઈસ બાતકા પત્તા નિકાલું, સીધી બાતસે વો કબુલ નહિ હોગા, ઉસ વાસ્તે કુછ જુગત લગાની ચાહીએ, તબ કામ બર આયગા. (આકાશ તરફ જોઇને) અરે યહ ગુફ્તેગોમે ઉસકા ઘર નજીક ચલા આયા; મધ્ય રાત્રીકા સમય હોગા, યહ અંધેરી રેનમેં મેરે સિવા દુસરા ઓર નજર નહિ આતા, અબ તદબીરસેં અપના કામ કર લેના ચાહીએ, અગરચોકી વાલા કોઈ મિલેગા તો જાહીર હોજાઉગા ઉસકા ઘરબી બંધ હે. (ઘરના કમાડની સાંકળ ઠોકીને) ખોલીયો ! જાનબીબી! ખોલીયો.

**જાનબીબી**—ઈસ વક્ત કોન હે ! (આંખો ચોળતી ચોળતી આવી દ્વાર ઉઘાડે છે ત્યારે બીરબલને એકાએક જોઇને) અરે

બીરબલ સાબ ! આપને ઈસ વક્ત, બડી મહેરબાની કી ! યહ લુંડીકા ક્યા કામ હે ! ફરમાઇયે !

**બીરબલ**—જાનબીબી ! એક બડી જુલમકી બાત હે !

**જાનબીબી**—(આશ્ચર્ય થઇ) ક્યાહે ! મેરે માલીક ?

**બીરબલ**—કલ સુબેમેં તેરેપર જુલેમ ગુજરનેકાહે, તુ જઈફ પર રહેમ હોનેકે લીયે મેં આયાહું; બીબી ફાતમાને તેરી બાત બાદશાહકું જાહેર કીહે કે જાનબીબી જનાનેમેં યાર લા દેતીહે.

**જાનબીબી**—મેરે સરકાર ! મેં અબ કબ જનાનેકા કામ કરતીહું ! મેતો જઈફીસેં ઘરૂં બેઠીહું, ઔર બીબી ફાતમા પાક દામનહે વો મેં જાનતીહું !

**બીરબલ**—વો બાત ચાય તેસી હોવે! મગર તેરેકુકલ સુ બો મેં ગધેપર બીઠાકે સારા ગાંઊમે ફીરા કર દેશ નિકાલ કરનેકા હુકમ હુવાહે! તેરી બે ઈજત હોનેસેં બહોત દીલગીરહું !

**જાનબીબી**—મેરે દાદા ! આપકી લુંડીપર રહેમ કીજીયે !

**બીરબલ**—એક બાતહે (બીબી ફાતમાની વાત જાનબીબીને મોઢેથી નિકળેલી જોઇને.) બીબી ફાતમાકી નાપાકી કીસ તરહેસે બાદશાહકું રોશન હો જાવે તો તેરા બચાવ હોસકતાહે.

**જાનબીબી**—વો મેરા કામહે, નાપાકી ઈસીમેહે ! ઔર સબ જનાને પાકહે, વો ફાતમા બડી પાક હોતીહે, લેકીન એક યાર ઉને રખા હે ઉસકું ઔરતકા લીબાશ પહીનાકે લોંડી બનાઈ હે ઉસકું હોજમેં હમામ કરવાનેસેં પડદા ખુલ જાયગા.

**બીરબલ**—તબતો અચ્છા ! યહબાતકી મેં તાલાશમેં રહુંગા.

**જાનબીબી**—ઉસ ડરકે મારે મેંને નોકરી છોડદી, લુંડી રાબીયાંને યહ હરામી લગાઈ હે ! ઉસકું દમ દેનેસેં સબ માલુમ હો જાયગા.

• **બીરબલ**—અચ્છા જાનબીબી ! અબ મેં સબ બાતકી તાલાશ કરતા હું.

ઓર તેરા અચ્છી તરેહસેં બચાવ કરુંગા ફિકર મત રખના. અબ મેં રૂખ્સત ચાહતા હું.

**જાનબીબી**—પધારીયે સરકાર.

**બોરબલ**—( ચાલતાં ચાલતાં ) અબ સબ બાતમી મીલ ગઇ; કલ ફજરમેં જાકર બાદશાહકું સબ બાત દીખલા દેની, અબ એ ફિકર હોકર ઘરું ચલે જાવે.

( નીકળી જાય છે. )

—:§:§:§:§:§:—

# પ્રવેશ ૪ થો.

## સ્થળ—દિલ્હીને પાધર એક ચોગાન.

## પાત્ર—ચાંપરાજ ને પહાડસિંહ.

**ચાંપરાજ**—કેમ મિત્ર, ગયા છ માસમાં નવીન શું બન્યું. છે? તમારા પત્રથી બધી હકીકત તો સમજવામાં આવી છે, પણ તે સિવાય કોઇ વિશેષ બનાવ બન્યો હોય તો કહેશો?

**પહાડસિંહ**—મિત્ર, અકબર બાદશાહના રાજ્યમાં નવા બનાવ બનવાનો સુમાર નથી, હમણાંજ બાદશાહ ઉપર તમારા ટેકી રાણા તરફથી એક પત્ર આવ્યો હતો, તેમાં પ્રતાપસિંહે આજ સુધી અડગ રહી અંતે તાબે થવા આજીજી કરી છે.

**ચાંપરાજ**—( આવેશમાં ) હું નથી ધારતો કે એ વાત સ્વપ્ને પણ કદી સાચી હોય! સીસોદીયાના શિર આભ઼દ છે ત્યાં સુધી તો એ તાબે નહીં થાય!

**પહાડસિંહ**—જેમ તમે કહો છો તેમ તેમના મિત્ર પૃથુરાજે પણ કહ્યું, ને ખાનખાનાનનો પણ એજ અભિપ્રાય પડયો કે હમીર વંશી હીરો પ્રતાપ જીવતાં તો એ કદી શિર ઝુકાવશે નહીં. પૃથુરાજે એ બાબતનો ખુલાસો મંગાવ્યો છે. આવે તે ખરો!

**ચાંપરાજ**—એ કોઇએ પ્રપંચથી કૃત્રિમ કાગળ લખ્યો હશે! એમાં શક નથી!

**પહાડસિંહ**—( મિત્રની ટેક જોવા ) મિત્ર. તમે બાદશાહના કુળમાં કન્યા દેવા સંબંધી અને સાથે ખાનપાનાદિક વ્યવહાર ન

રાખવા જે ટેક રાખી છે, તે કદી બાદશાહ આગ્રહથી મૂકાવે તો મૂકો કે નહીં ?

**ચાંપરાજ**—મિત્ર, ખરૂં કહું તો એમ છે કે અમે બાદશાહના પ્રીતિ ભાવથી અને રાજનીતિના ધોરણપર દ્રષ્ટિ રાખી આંહી એમની હજૂરમાં રહ્યા છીએ, પણ કૂળની લાજ કદી વેચી મ્લેચ્છનું અન્ન ગ્રહણ ન કરીએ, અનાદિકાળથી ચક્રવર્તિ રાજાઓને આધીન બીજા રાજાઓ રહેતા આવ્યા છે પણ તેની સાથેનો સંબંધ હદમાં હોય છે; માટે તેથી કોઈ જાતનું લાંછન નથી આપણો મૂલક થોડો હોય, સંપનું બળ થોડું હોય, તો દેશકાળ વસ્તુને અનુસરી રાજનીતિ પ્રમાણે બલીષ્ટને આધીન થવું પડે, પણ જેપૂર ને જોધપૂરની માફક વટલીએ નહીં; કે દીકરી પણ આપીએ નહીં.

**પહાડસિંહ**—મુગલોને રસ્તો તો એ બે રાજવાળાએ કાઢી દીધો એમ હું જાણું છું.

**ચાંપરાજ**—તેમાંજ અમારા પ્રતાપે તેમની સાથે ભોજન વ્યવહાર બંધ કર્યો છે.

**પહાડસિંહ**—મિત્ર, આજકાલ વળી એક ભારે સવાલ ઉઠયો છે.

**ચાંપરાજ**—એ શું છે ?

**પહાડસિંહ**—વાત પૂરી જાહેરમાં નથી આવી, બાદશાહ ને બીરબલ વચ્ચે એ બાબતની ચર્ચા થયા કરે છે, પતિવ્રતા સ્ત્રી વિશેનો સવાલ છે, કચેરીમાં એ વાત આવવાની છે, એમ ખબર મળ્યા છે.

**ચાંપરાજ**—કચેરીનો સમય થયો છે, માટે ચાલો ત્યાં જાણશુ

( એમ કહી બંને જાય છે. )



# પ્રવેશ ૫ મો.

**સ્થળ—બીરબલનું ઘર**

પાત્ર.

**બીરબલ ને લવો.**

**બીરબલ**—( સ્વગત ) આહાહા ! ! મેનેભી કેસી ભૂલકીકે

બાદશાહસેં હુજતકી ! બાદશાહકું તો હોડ મારીક સમઝાદીયા મગર, ઇસમેસે તો ઔર કૌતુક નજર પડા.

**લવો**—( પ્રવેશ કરીને ) શું વિચારમાં પડયા છો, કાંઇ નવા જુની છે ?

**બીરબલ**—નઇ ઔર જુની તો તેરી પાસહે, ક્યું કે વો તેરા કામ હે.

**લવો**—પણ જમણો હાથ લમણે દઈ ત્રમણે વિચારે ઉતર્યાછો તેથી પૂછવું પડયું, આંટીઘુંટી હોય તો કહી દેજો; તમે તો બીરબલ એક અક્કલને માટેજ પંકાઓછો પણ આ બે અકલનું કામ હોયતો મુને કહેજો,હું જાણુંછું કે પેલા બ્રાહ્મણમાંથી ઝાળ ઉઠી હશે !

**બીરબલ**—ખરેખર એસા હુવાહે, વો દિન શરત હુઇથી ઉસકી તો તુઝે માલુમ હે ?

**લવો**—તે ખબર કેમ ન હોય, ચોકડું સજ્જડતો મેંજ બેસાડયું હતું. નહીંતર તો વાત ગઈતી, કાચીમાંથી પાકી આ બંદા એ કરી ! પણ પછી તમે શું કર્યું ?

**બીરબલ**—જો કીયાસો કીયા, દેખ એક જનાનખાનેકી જઇફ ગોલીકું ફુસફુસાકે સબ જાન લીયા ઔર બાદશાહકી એક હુરમકી નેકી બતલાઈજીસકે લીએસબ જનાનેમેં, અંદેશા ઉત્પન્ન હુવા હે, મગર ઇસિમેસે એક નયા તમાશા પ્રગટ હુવાહે વો બડા જોખમકારી હે.

**લવો**—ઇ શું વળી ! મારૂં તમારૂં નામતો લેવાણું નથી ના, હોય તો કહી દેજો, આગળથી સિંહલદ્વીપ પહોંચી જઇએ.

**બીરબલ**— અપની દોનુંકી નીતિમે કબી અંદેશા ઉત્પન્ન હોવેજ નહીં.

**લવો**—હા હા, રાજા ને પાદશાહ ! ભાઈ ! કાનના કાચા હોય, વહેમનો તપાસ કરે નહીં, ને કુળ નિકંદન કરી નાંખે ! મારે આપણે તો ભાગીએ વળી સાચા ઠરશું તો દર્શન દેશું, નહીંતર દૂરથી સંદેશા મોકલશું, પ્રથમથીજ. હદ છોડવી સારી, બોલો બીરબલ સાહેબ ! મુવા પછી કાંઈ બારી ?

**બીરબલ**—યહતો તું કહેતા હે! મગર જહાંપનાહતો ઐસા કહેતે હે કે કીરફીઆત નેકીવાલી મતલબ પતિવતા હે, વો જાહીર કચેરીમેં મુકરર કરનાં, ઓર અપને દિલમે તો સિદ્ધાંત હે કે જો આગ શીતલ હોવે, ચંદ્રમા દહન કરે વૈસા હોવે, ઓર સમુદ્ર સ્વાદિષ્ટ ઓર મધુર હોવે, તો સ્ત્રીકું સતીપણા પ્રાપ્ત હોવે.

**લવો**—ગુસ્સે થાશોમાં હો, કોઈ દુનિયામાં નહીં ત્યારે તમારા ઘરમાંય—

**બીરબલ**—ગડબડસે ક્યા બાત કરતા હે, સ્પષ્ટ બોલ દે? અપને ઘરકીબી ખાતર જમા બરાબર નહીં!

**લવો**—ત્યારે ઈ બીડું તો બ'દો ઝડપશે. અમારો બે માણસનો સ્નેહ એવો છે કે એવું જોડું થયું નથી ને થવાનું પણ નથી!

**બીરબલ**—બેવકુફ મારા જાયગા, તેરી ઓરતસેં આખર તક ટેક નહીં રહેગી.

**લવો**—ટેક ન રહે તો એકમેક થઇ જાય! પછી જાતભાત કોણ જુવે! બીરબલજી હવે તો સાત પેઢીની આબરૂ જાવા બેઠી હો!!

**બીરબલ**—તેરી ક્યા બાત મગર ઈધર તો ઘોલેમેં ધુલ! અપને પ્રથમસેં દિલ મીલાકે સાદીકીહોવે તો કીસીકા ભગદુર નહીં, લેકીન અબિતો ઘરમેં ગાલી સીવા બાત નહીં હોતી.

**લવો**—તો હવે હું પણ સાચેસાચું કહુંછું કે મારે માથે તો જોડાની પીટ પડેછે, કહોતો ટાલ દેખાડું, બાકી તો સભામાં આબરૂ જાળવીએ છીએ, નહીં તો ઘેરતો ત્રણ ટકાના છીએ!

**બીરબલ**—સબ જગે એસાઈ હે. જબસેં સ્વયંવરકા ચાલ નાબુદ હુવા, ઓર બાલલગ્નકા રીવાજ નીકલા, તબસેં આધા જીવતર તો ખરાબ હો ચૂકા.

**લવો**—અરધું કેમ આખું કહોને! પછી છેવટ શું ધાર્યું?

**બીરબલ**—કચેરીમેં હોવે સો સચા! કોન માઈકા પુત બીડા ઝડપેગા! કોન લાખ ટકેકી લુંટાયગા.

**લવો**—ભાઈ લોહી ઉકળશે ઈ છાનું નહીં રહે. પણ આપણે તો આજ કચેરીમાં નહીં આવીએ.

**બીરબલ**—નહીં નહીં, બેશક આના.

**લવો**—ઠીક ત્યારે તમે કહોછો તો આવીશ.

**બીરબલ**—અચ્છા તબ અબ કચેરીકા સમય હુવાહે વાસ્તે જાનેકી તૈયારી કરના ચાહીએ.

**લવો**—ઠીક, હું પણ મારી બૈરતની સલાહ લઈને આવું છું, કેમકે પૂછ્યા વગર બીડું ઝડપું તો માર્યો જાઉં.

**બીરબલ**—બીચારેકે કરનાં.

**લવો**—એમાં કહેવું પડે તેમ છે નહીં, બધું ભીખીનેશીખ્યો છું.

**બીરબલ**—ચલો અબ સતાબીસેં જાવે.

(બન્ને નીકળી જાય છે.)

## પ્રવેશ ૬ ઠ્ઠો.

**સ્થળ—કચેરી.**

પાત્ર.

**અકબર, બીરબલ, લવો, ચાંપરાજ, શેરબેક, લાલખાં કમાલખાં ખાનખાનાન, ટોડરમલ પૃથુરાજ. માનસિંહ, ગંગકવિ, ચોપદાર.**

**ચોપદાર**—રોશનાઈ શામ. હોગઈ, તમામ, અગર મુમ્બત્તી જલતી મુદામ, મંત્રી મુત્સદ્દી ખાસે દીવાન, હુકમ મુલકમેં તુમારા તમામ, રોજનીશાન દોલત મુદામ, બાશત બર હેકે મહમદ આલેકું સલામ, ઈલાહી ખેર, ઉમર દોલતજાદા, બોલબાલા, ચડતી દોલત જહાંપનાહ અકબરશાહ મેહેરબાન નીગાહ રખીએ.

(બાદશાહ સિંહાસન ઉપર બેસે છે, ત્યારે બીરબલ વિગેરે સલામ કરે છે, ત્યારે તેમનાં નામ લઈ ચોપદાર અનુક્રમે છડી પોકારે છે પછી સૌના બેઠા પછી.)

અદબસેં તફાવતસે અપને અપને મામુલ દસ્તુરસેં બૈઠીયે. ચાંદની રાતકા ચંદ નિકલા હે, સારાં, અંધેરે ગુલફતમેં ખડા હે મશાલચી પ્યારા, હુવે સાહેબુકે ડેરે, બારે કોશમેં ફેરે, રેશમકી કનાત મખમલકે ડેરે, સુનેકી કુક્ષી રૂપેકા પોત, જ્યોતકી પ્રકાશ, લક્ષ્મીકા બાસ, મસાલચી ચોપદાર ખડે હજૂરમેં નીગાહ રખીએ મેહેરબાન.

**અકબર**—બીરબલ, દાઉદકી સામને જો લશ્કર ભેજાથા. ઉસકા આખીર કયા હાલ હે ?

**બીરબલ**—જહાં પનાહ, ઉને દાઉદકું મારકર બંગાલા સર કીયા હે, ઔર ગુજરાતમેં મુજફરશાહને બંડ મચાયાથા, ઊસકું ભી વહાંસે નીકાલકે કાઠીઆવાડમેં હકાલદીયા હે.

**અકબર**—બીરબલ, ઈસિ બરસમેં આમદાની કમતી બહોત આઈ ?

**બીરબલ**—ખુદાવીંદ, સતીકા ધારા બંધ કરનેકે લીયે દો હજાર આદમીકું ફાજલ પગાર દેના પડતા હે; ઔર હિંદુ-યાત્રાળુ પર કર લેનેમેં આતાથા વો મોકુફ કીયા ઔર જજીઆ બેરા માફ કીયા, ઇસ બાબતુંકે લીયે કમતી આઈ. મગર નામદાકી ઈસિ સખાવતીસે મુગલરાજ આફતાબકા પ્રકાશ સારા ભરતખંડ મેં હો ગયા હે;

**અકબર**—બીરબલ ! ઇસ સાલમેં આમદાનીકી સીલક ખર્ચકી કયા તપસીલ હે ?

**બીરબલ**—જહાં પનાંહકું રોશન હે કે ઉસમેંસે રાજખર્ચ ઔર ભવિષ્ય બિગેરે ખર્ચ બાદ કરકે સબ સીલક રૈયત હિતકે મકાન બાંધનેમેં ઔર અન્ય ભાષાકે પુસ્તકુંકા અપની ભાષામેં તરજુમા કરાનેમેં, ધર્મોપદેશકોકું બુલાવનેમેં, સંસ્કૃત પુસ્તકકે શોધનમેં ઔર સબ એસી વ્યવસ્થામેં ખરચ કરનેકી તપસીલ હુકમ માફીક તૈયાર કી હે ઔર સબ ખાતેમેં આઈને અકબરી માફક વહીવટ દાખલ હો ગયા હે.

**અકબર**—અપને સબ અમીરુંકી લડકીકું પઢને વાસ્તે બંદોબસ્ત કરનેકા તુઝે કહાથા, સો કિયા હેકે નહિ ?

**બીરબલ**—ખુદાવીંદ, એક દિન આપ હજુર બુલવાકે તીલાશ કીજીએ, વો બડે બડે કીતાબ કુરાન મઝેસેં પઢતે હે.

**અકબર**—અચ્છા, તબ એકાદન બુલવાયગે.

**ચોપદાર**—(ગંગકવિ આવે છે અને બાદશાહને સલામ કરે છે, ત્યારે) ગંગકવિકી સલામપે નીગાહ રખીયે, મહેરબાન, નીગાહ રખીયે.

**અકબર**—આઇએ, કવિરાજ બેઠીએ

**ગંગકવિ**—( સલામ લીધા પછી ઉભાં ઉભાં. )

**કવિત.**

હીરા માનીક મોતી, જવાહીર પોખરાજ,
તખતપેં બેઠે દમામ ઇંદ્રહુકો આન્યો હે;
આછું પ્હોર જહાંપનાહ, નેક ન્યાયી ચલ્ત રાહ,
બડે બીદવાન ચર્ચા કરકે બખાન્યો હે;
કુરાનકો પાર લીનો, બેદનકો સાર ચીન્હો,
બૈબલ સીદ્ધાંત કીનો, પાર યું પીછાન્યો હે;
અકબર શાહ, બાદશાહું કે બાદશાહબડે,
મુગ્લ શિર તાજ ગંગ જુગમેં એક જાન્યો હે.
અટકમેં કટક ભેજ્યો, કાબુલકું કબ્જ કીનો,
ઉઝબેગકું ઉડાયો, થીરતામેં થકયો હે,
બંગાલ બેઠી દુહાઈ, કશ્મીર કીની સવાઇ,
ગુજરાત લીની લડાઇ, તવારીખેં લખ્યો હે;
અમ્મદકો નગ્ર લીનો, ચાંદબીબી માગ દીનો,
ખાનદેશ ખંડનીમેં, મુગ્લ નામ નંખ્યો હે;
કહે ગંગ અકબર શાહનકે શાહ શૈરા,
આપ શાને કોન દેશ બાકી અબ રખ્યો હે,
મારવાડ માન મૂકયો, બશ હુવો બીકાનેર,
અંબર સલમ્મ સબ દ્વાર આય અડે હે;
જેપૂર મર્યાદ મૂકી, હુવે શાહકે સંબંધી,
બુંદી કોટા નોકરીમેં, તખ્ત પાસ ખડે હે;
બડે બડે રાજબંશી, લડબેકી બાત છોડી,
હાથું જોડી શર્ન આયે શાહ સબસેં બડે હે;
કહે ગંગ દીલીશાહ, બાદશાહું કે બાદશાહ,
મુગલુકે આફ તાબ પાય સબ પડે હે,

( એટલું કહી બેસે છે. )

**અકબર**—( બહુ પ્રસન્ન થઇને ) કવિરાજ, આપકુ કયા ચઇયે,
આપકી જો તારીફ કરે સો કમ હે,

ગંગકવિ—નામદાર બાદશાહ સલામત રહો, હમારે દૂસરા ક્યા ચહયે હમારે તો જેસેં:—

**કવિત**

હાથી ચાહે સાલ બનું, સાપ ચાહે માથે મની;
પાનીકો પ્રવાહ ચાહે, જેસેં બેલી પાનકી;
સંજોગની રેંન ચાહે, જોગી જેસેં જોગ ચાહે,
આતુર નાદંન ચાહે, જેસે પ્રીત પ્રાનકી;
ચંદહી ચકોર ચાહે, ચાતક જ્યું સ્વાંતી ચાહે,
ચકવા ચકવી ચાહે, જેસેં બેટ ભાનકી;
હંસ ચાહે માનસર, મોર ચાહે મેઘ ઝર,
ગંગ ચાહે નજર તેસેં, સુલેમ સુલતાનકી.

અકબર—કવિરાજ, હમારી નજરસેં બડા ફાયદા તુમકું ક્યા હે, હમ કુછ બડે ચક્રવર્તિ રાજા નહીં હે.

ગંગકવિ—જહાંપનાહ, નામદારકી દુવાઇમેં કોનદેશ તાબે કરના બાકી અબ રહાહે!

**કવિત**

જેતીકે બીલાયતકો એક ઉમરાવ યાકો,
તેતીતકો મંડુ નીજ ગાઇ કુરૂ ખેત હે;
કહે કવિ ગંગ ધર આગનકો જેસો લેખો,
એસેહી સમુદ્ર સાતું ભયે સરા સેતહે;
એતી ભૂમી કબભઇ, કોન પાદશા લહી,
જેતી યહ અક્બ્બર લીની અરૂ લેતહે;
મેરે જાને આપું વીધી, આશ માન તેરી તેરી,
જોરી જોરી જમી શ્રી જલાલદીકું દેતહે.
સીંહ વાઘ દેવદાને, દૈવત દુહાઈ માને,
થાપે થીર થાને, રતનાગરકે રેતહે;
ગંગ કહે જહાલગું, દીનકર દીને કર,
તહીં યુંકે જોરી કર જોરી કર દેતહે;
લીબેં તે ન બચી કહું, બીલાયત એસી કોઉ,

હથ્થ આયે ગાઢા ગઢકું ગીરીજ સમેતહે;
સાતું દીપ બસ કીયે, અકબર શાહ અબ,
સપનેહું આપનેહી લીયે દેશ લેતહે.

**છંદ ઇંદ્રવિજયની ચાલ.**

જો ન ચડી નૃપ માન કે કાગર,
જો ન પ્રલેહુકે સાગર ઝાંપી;
જો ન લહી કવિ ગંગ પુરરવ,
શેષ કે શીષ કંપેહુન કાંપી.
જો ન લઇ અરજુન યુધીષ્ટર,
જો પૃથુકે રથ ચક્ર ન ચાંપી;
બામનકે પદ તે જું બચી મહી,
સો મહીમાન મહીપતિ માપી.

**અકબર**—કયું પૃથુરાજ, તુમને પ્રતાપરાણાકું જો અહવાલ લીખકે ભેજાહે ઉસ્કા જવાબ કુછ આયા કે નહીં?

**પૃથુરાજ**—જહાંપનાહ, વો ખત થોડા રોજમેં આ જાયગા, મગર આપકું જો આગેસેં કહ દીઆ હે ઉસ માફીક હકીકત સમજનાં, પ્રતાપ કભી તાબે હોનેવાલા નહીં.

**માનસિંહ**—(બાદશાહ પ્રતિ) નામદાર, અબ આખીરકી એક ચઢાઈકા કામહે ઉસકે હાડ સબ નરમ હો ગયે હે, લેકીન શરમકે મારે હથીયાર છોડતા નહીં.

**ચાંપરાજ**—માનસિંહ, તાજુબી હે! કે તુમ એસી બાત હરદમ કરતેહો, કેશરી જીંદગાની તલક તૃણ ભક્ષણ નહીં કરતા, વો બેશક સમજના.

**અકબર**—બીરબલ, જબ એસી બાત આતીહેકે જીસમેં ક્ષત્રીકી કુછ નામોશી હોવે તબ ચાંપરાજહાડેકા મગજ ફીરજાતાહે!

**ખાનખાનાન**—ખુદાવીંદ, જેસા પ્રતાપરાણા તેસા હાડા હે!
(પાસે ગંગકવિ બેઠા છે તેને) કયું ગંગકવિ?

**ગંગકવિ**—નામદાર, વો હાડા કેસેહે!

**કવિત.**

અસલ અજમેર ગાદી, ચહુઆનકી અનાદી,
પ્રતાપ જ્યું ટેકી શૂરો, રાના જેસો રાવહે;
હુમાયું દાદેકો દોર, તોડયો પ્રૌઢ પોરજીને,
લીનો રત્ન ભોર કીલ્લો, મુગ્લ દરીયાવસે;
ચહુદમી સદી બીખે, બુંદીકોટ રાજકીનો,
દંકો દીનો દેશ માંહે, દમામરૂ દાવસે;
કહે ગંગ દિલ્હીપતિ, હારાવતી હીરો હાડો.
મુગલ બાદશાહુંકો બંડો ઉમરાવ હે.

**ટોડરમલ**—( બાદશાહ પ્રતિ ) જહાંપનાહ, બરાબર ગંગકવિને હાડાકે વંશકે અહવાલ સુનાયા, અપના રતન ભોર કિલ્લા હાડાને લીયાથા! મગર વો ક્ષત્રી બડે દાનશમંદ, આપકી મહેરબાનીસે સદા હાજર હે.

**ખાનખાનાન**—બંદેનીવાઝ, બુંદીકોટામેંબી રાજનીતિ અચ્છી ચલતી હે.

**ટોડરમલ**—ખુદાવીંદ, જેસે અપને સબ આઈન અકબરીકે કાનુન બાંધે ગયે હે; ઇસિ તરહસે ઉનેબી ઉસકે શાસ્ત્ર મનુસ્મૃતિ માફીક સબ ધોરન દાખલ કીયા હે.

**અકબર**—(બીરબલ પ્રતિ) અચ્છા,અબ વો બાત જાહીર કરો?

**બીરબલ**—બહોત અચ્છા ખુદાવીંદ, (એમ કહી સભાસદો પ્રતિ) અય સભાસદો! શબો રોજ જહાંપનાહ મુઝે એક બાત પૂછતે હે, જીસકા મકસદ કીયાહે વો માલુમ નહીં મગર આજ યહ સબ કચેરીકે લોગોંકું નામદારકા નેક ફરમાનસે એક બાત પૂછનેમેં આતી હે, ઉસકા અપની પક્કી ખાતરજમાં માફીક જીવાબ કરનાં, એસા હુજુરકા હુકમ હે.

**અકબર**--બીરબલ, તપસીલવાર જાહીર કરો!

**બીરબલ**—સુનો સબ કચેરીમેં બેઠનેવાલે રજપૂત, વ સીક અમીરે ઉમરાવ, જહાંપનાહકા હુકમ હેકે જીસકે ઘરમેં અપની ઓરત અપના ખાવીંદસે નેકબખ્ત મતલબ જીસકું સંસ્કૃતમેં પતિ-

વતા બોલતેહે એસી હોવે, ઓર અપને દિલમેં ઉસકી ખાતર જમા હોવે, ઉને ખડા હોકર વેસા જાહીર કરનાં કયું કે વો જાનનેકી. પાદશાહ સલામતકી મરજીહે; દિલમેં એસા ડર મત રખનાં કે મુગલ શિરતાજકે સામને હમ જવાબ કેસે કરે, બેલાશક ખડા હોકર બોલનાં.

**અકબરશાહ**—બીરબલ, તુમ તુમારે ઘરકી બાત પ્રથમ બોલો?

**લવો**—ગરીબપરવર, બીરબલ સાહેબનું તો ઠીક છે, પણ બાદલું તાવે તો પિત્તળ નીકળે ! હું તો એમ સમજું છું.

**બીરબલ**—નામદાર, મેં હુજુર કે હુકમકા જવાબ કુછ થોડા વક્ત પીછે કરુંગા.

**લવો**—ખુદાવીંદ ! જવાબમાં પાણી ઊંડાછે, તાગ આવે એવું નથી !

**બીરબલ**—( એ વાતને પુષ્ટિ આપેછે, ને કેમે કરતાં આ વાત ઉડી જાય તો ઠીક એમ ધારીને ) ખુદાવીંદ સમુદ્રકા તાગ મીલતા હે, મગર સ્ત્રી ચરિત્રકા તાગ નહીં મીલતા.

**લવો**—(વાત મારી ન જાય માટે) જહાંપનાહ ઉંડા ઉતર્યા વિના તે કાંઇ તાગ મળે ! બાંધી મુઠીતો બસેં ગાઉ સુધી.

**બીરબલ**—હાં, નામદાર યહ લહુવા તાગ લાયગા.

**લવો**—હા, અમે લાવશું ત્યારે પ્રશ્ર્નને છેડું નહીં રહે. (સહુ વિચારમાં પડી જાય છે, ત્યારે બીરબલ યુક્તિથી વાત કરે છે.)

**બીરબલ**—ખુદાવીંદ ઓરતોકી સચ્ચી નેકી એક બાદશાહુ કે વહાંહે, દુસરી જગે નહીં

**લવો**—ખુદાવીંદ, બીરબલ સાહેબ તો હાજીહા ભણે છે, એમ તે કાંઈ હોય ! સોના સાંકળામાં કુડ હોય ને બંડીયટીમાં દિલ સાફ હોય, એમે પણ હોય હો !

**અકબર**—એસા હોવે તો બતા દે.

**લવો**—(સ્વગત) ઘણુંય આપણે ઘેર છે,પણ હોડ કરું તો હારું, ને બંધ થાય કચેરીનું બારૂં. (પ્રકાશ) ખુદાવીંદ, વિચારે ચડયો છું.

**બીરબલ**—(તેની વાત ઉડાવવા) નામદાર ઓરતકી બાત છોડદો, ગરીબુંમેં ઓરત બીલકુલ પાક નહીં હોતી.

**લવો**—અરે આ તે શી વાત કરેછે, મારૂં તો માથું ફરી જાય છે, તો જ્યાં લક્ષ્મીનાં પગલાં થયાં, ત્યાંતો કળજુગ ડગલે ડગલે, ત્યાં દુર્ગુણ, ત્યાં અનીતિ, હજારમાં એક ઠેકાણે નીતિ, વિદ્યાથી વેર, કુટુંબમાં ઝેર, પુરૂષ નાકોવત ચોમેર, સ્ત્રીઓનાં મનમાં વેર, એવી એવી કેટલીક કહું કાણી, આતો રામાયણ મંડાણી; અને રાત વીયાણી· પણ કચેરીમાં આ વાત ન પૂછાય તો સારૂં.

**અકબર**—(કોઈ જવાબ નથી આપતું ત્યારે) અચ્છા જબ સબ સભાસદ ચુપ ચાપ બૈઠેહે, ઓર જુવાબ નહીં મીલતા, તબ ઐસા માયના નીકલતા હે કે કોઈ કું અપને દિલમેં અપની ઓરત નેક ઓર પાકહે, ઐસી ખાતર જમા નહીં; મુસલમાન ઓર હિંદુ સીક ઓર પઠાન ઓર રજપૂત બડે મગરૂર સબમેં એક સરખી રાહ ચલતી હે.

**લવો**—ક્યું બીરબલ સાહેબ, તુમારે યહ સબ બાલ ધોલે હો ગયે !

**બીરબલ**—હાં, સાઈ ગઈ ઓર સુફેતી આઈ.

**લવો**—આ વખત તો સફેતી ગઈ અને સાડી આવી એમ બોલોને !

**ચાંપરાજ**—(જુસ્સાભેર ઉઠીને) જહાંપનાહ, મેરી એક અરજ હે.

**લવો**—હાં હાં લોહી ઉકળયું ખરૂં ! આ ઠાકોર આપણી લાજ રાખશે

**અકબર**—ચુપ રહે, એક બાજુ કેરકે સુન.

**ચાંપરાજ**— રાગ.

( જુઓ જુઓ વિપ્રેરે બીડી હામ-એ ચાલ. )

સુણો દિલ્હી તખ્ત ધરનાર, ક્ષત્રી કલંક કેમ લેશેરે. ટેક.
મારે ઘેર છે પતિવ્રતા નાર, ક્ષત્રી.
દીસે શૂર રહીત સભાજન; ક્ષત્રી.
નથી જોતો હું માઈ કેરો તન, ક્ષત્રી.
હજુ કરણ અને ભીમસેન; ક્ષત્રી.

હજુ અર્જુન કૃષ્ણને વેન, ક્ષત્રી.
હજુ પૃથુરાજ ચહુઆણ; ક્ષત્રી.
તેની સજીવન જાણો કમાન, ક્ષત્રી.
હજુ અવધ રઘુપતિ બાણ; ક્ષત્રી.
હજુ સસ્ત્રાર્જુન નિરવાણ, ક્ષત્રી.
મારે ઘેર છે શુદ્ધ સતીનાર; ક્ષત્રી.
જતાં પ્રાણ લગી હુંશીયાર; ક્ષત્રી.
હજુ ક્ષત્રી લોહી વપુ માંય; ક્ષત્રી.
નસોનસ ઉછળે છે કાય; ક્ષત્રી.
હજુ ક્ષત્રીમાંથી સતી નાર; નથી પૃથ્વીમાંથી ગયરે
હોડ કરવા છું તૈયાર. ક્ષત્રી.

નામદાર, હમ ક્ષત્રીઓમેં ઐસા અંધેરા કબી નહીં ચલતા.

ગંગકવિ—( આનંદ તથા શૂરના આવેશમાં આવી જઇને બાદશાહ પ્રતિ )

શાબાશ હે ! ક્ષત્રીવીર ! શાબાશ હે !!

કવિત

દ્રૌપદીકી દશા સુની દુશાસન્પેં આયો દેશ,
શપથ કીની ભીમસેને તનકું જ્યું તપાયો હે;
જનક બાક સુની જેસેં, લછમનકું આયો ક્રોધ,
ક્ષત્રીમેં કલંક સુન્યો અંતર અકુલાયો હે.
નીતિકો પ્રમાદ પેખી રૂઠે રામચંદ્ર જેસેં,
ભ્રકુટી કીની પ્રચંડ લક્ષ જ એસો લાયો હે;
કહત હે કવિ ગંગ, સુનો દિલ્હી પતી મેરે,
હાડા હુંકે હાડનમેં આવેશ એસો આયો હે.

( ચાંપરાજ હાડાપ્રતિ. )

શરીર નમે શીશ નમે નમતહે સારો અંગ,
મનહુકો અંકુર તો એસોને એસોઇહે;
મેવાડ કે પ્રતાપ કું યાદ કરો દિલ્હી પતિ,
ક્ષત્રી ખુન તખ્તો નહીં કહો એસો કોઇ હે;
શરમરૂ ભરમ કે મરદ ગ્લાની મેં.
એડે હે બહોત રાજા ખડા કેસેં હોઇયે;

**શાબાસ હે હાડારાજા બુંદી કોટા પતિ શુરા,**
**સતી તો સાચી એબ તેરે ઘરૂં સોઈ હે.**

( આ વખતે મુગલ અમીરો, સીખ રાજાઓ તથા બીજા સભાસદો ઝાંખા પડી જાય છે, અને સર્વના ચહેરાપર શરમનો દેખાવ થઇ જાય છે, )

**શેરબેક**—(સ્વગત) ઇસકી ઓરત પાક હોગી તો દેખ લઊંગા.

**લાલખાં**—(શેરબેકના કાનમાં) શેરબેક, અપની મુસલમીનકી ઉને લાજ લી.

**કમાલખાં**—(ધીમે લાલખાંને) અપને સબ અમીરો ઇધર બેઠે હે ઓર યહ રજપુત બે અદબસેં ઐસા બોલતા હે વો બડી શરમીંદગીકી બાતહે.

**લવો**—રાજા ભરથરી પણ હતો તો ક્ષત્રી પણ ભૂલું છું. ( ગાલે તમાચો મારીને) અશ્વપાલ ક્ષત્રી નહોતો હાડાની વાત સાચી છે.

**ચાંપરાજ**—તેરી સંગ યહ બાતમેં તકરાર નહીં કરતે, મગર હમેરી બાતમેં બિચાર કરકે બોલના.

**શેરબેક**—(ઉભો થઈ) ખુદાવીંદ જહાંપનાહ યહ કયા બાત હે, હમ શેરબેક મહોબતખાંનકે લડકે કયા હમારી ઓલાદ, કેંસે હમારે જનાને પાક ! લેકીન હમને ખુદાવીંદ કે સામને ખડા હોકર જુવાબ નહીં કીયા, ઓર યહ રજપુત મુગલ બાદશાહૂ કે નોકર ઉને આપકી સામને ઐસા જવાબ કીયા કે મેરી ઓરત પાક હે, જબ નામદાર; યહ રજપુત મુગલ બાદશાહકી શેહેનશાહતમેં ખડા હોકે ઐસી હામ બીડતા હે, તો મેં જાતસેં બુંદી કોટા જાકર ઉસકી ઓરતકી નેકીમેં ખલલ પહોંચાઉં તબ મેરા નામ શેરબેક સચા, ઉસકે ઘરકી રાહ રશમ સબ મુજકું માલુમ હે, કચેરીમેં જાસ્તી બોલનેકા કુછ ઉપયોગ નહીં.

**લવો**—હું છું, જાઓને માથું એક કોરે મૂકીને આવો.

**બાદશાહ**—શેરબેક, યહ બુંદીકોટાકા રાજા બડા નેક ટેકવાલા હે. તું ઇસકી ઇજતપર હુમલા કરતા હે, મગર તેરા કહના જુઠા

નીકલેગા તો તેરા શિર કટા જાયગા એસી શરત અવલસેં કરનેકી જરૂર હે.

**કાજી**—હાં જહાંપનાહ, એસી શરત કરનેકી બડી જરૂર હે, કયું કે ચાંપરાજ હાડા બડા દાનશમંદ ઓર આબરૂવાલા હે ! કુછ જેસેતેસે નહીં હે, ઓર શેરબેક જબ એસી હામ ભીડતા હે, તબ ઉસકીભી કુરછ જરજામીન લેકર મજબુતી કરની ચહીએ. મુગલ બાદશાહકે રાજમેં એસા કામ જીભાનસેં રખનેકી રશમ નહીં હે નામદાર ! (શેરબેક પ્રતિ) શેરબેક, જાનકી ખુવારી હોગી બહોત. વિચાર કરકે કમર કસના, મારા જાયગા !

**શેરબેક**—નામદાર, મેં સાબીત કરદઊં તો યહ ચાંપરાજકા શિર કટાજાવે કે નહીં ?

**ચાંપરાજ**—ખુદાવીંદ, મેરા શિરતો કયા ! મગર મેરા ખુંદીકોટાકા રાજભી સુપરદ કરનેકું તૈયાર હું, જબ વો મેરી ઓરતકી નેકીમેં ખલલ પહુંચાકે બતલાદે તબ.

**પૃથુરાજ**—(બાદશાહ પ્રતિ.) નામદાર યહ શેરબેકકી કમબખ્ની હોગી.

**શેરબેક**—કમબખ્ની કીસકી હોગી ઉસકીતો આગે માલુમ હોગી, કયા મગરૂરીસેં બોલતેહો, પાદશાહ સલામતકી ફજલસેં યહ કામ કરનેકું મેં તૈયાર હું. કુછ બડી બાત નહીં હે. (બાદશાહ પ્રતિ) હુજુર આપકી તરફસેં કુછ ખરચીકા બંદોબસ્ત હોનાં ચહીએ.

**અકબર**—અચ્છા દેખતેં હે કયા હોતા હે ! બીરબલ, ઉસકુ જો ખરચી ચહીએ સો દેનાં.

**બીરબલ**—બહોત અચ્છા સરકાર.

**શેરબેક**—ખુદાવીંદ એક દુસરી મેરી અર્જ હે.

**અકબર**—કયા અર્જ હે ?

**શેરબેક**—મેં જહાં તલક ખુંદીકોટા જાકર પીછા આઊં વહાં તક યહ ચાંપરાજ હાડાકું બંદોબસ્તમેં રખના ચહીએ, કયું કે ખાનગી જાસુસસેં વો અપની ઓરતકું ખબર ભેજદેવે તો મેરી તકલીફ સબ બરબાદ હો જાવે.

**અકબર**—અચ્છા એસા બંદોબસ્ત કરનેમેં આયગા, મગર તેરેકું એક માસકી મહેતલ દીજાતીહે. દરમ્યાનમેં કામ પુરા કરકે આના.

**શેરએક**—બહોત અચ્છા નામદાર, મેં આજ શામકું યહાંસે નીકલુંગા.

**અકબર**—(બીરબલ પ્રતિ) બીરબલ, જહાં તક શેરએક પીછા આવે વહાં તક ચાંપરાજકું તુમારે વહાં રખના.

**બીરબલ**—નામદારકા હુકમ માફીક કરુંગા.

**અકબર**—બીરબલ, અબ નીમાજકા વક્ત હુવાહે, બાસ્તે કચેરી બરખાસ્ત.

**બીરબલ**—બહોત અચ્છા સરકાર.

(સૌ જાય છે.)



# चांपराजहाडो ने सेनराणी.

## नाटक सप्तांकि.

## અંક ૩ જો.



સ્થળ—બુંદીકોટા.

પાત્રજન.

શેરએક.......................અકબરશાહનો એક અમીર.

માલણ.......................એક દુર્ગુણી સ્ત્રી.

ચાંદમીયાં.......................શેરએકનો સિપાહી.

સોનરાણી.......................ચાંપરાજની રાણી.

સુબોધા } ..........સોનરાણીની દાસીઓ.
સંગીતભદ્રા }

કુદબા—.......................કુદબાને વેષે માલણ.



# અંક ૩ જો.

---

## પ્રવેશ ૧ લો.

**સ્થળ**—બુંદીકોટા.

**પાત્ર.**

**શેરબેક, માલણ, ચાંદમીયાં.**

**શેરબેક**—(બુંદીકોટામાં આવી ઘણી એક તજવીજ કરી, પણ ફતેહમંદ થાય એવી આશા ન જણાયાથી એક માલણથી સંતલસ કરી તેને મોકલી છે અને તેની રાહ જોતો વિચાર કરે છે) મેં ઈધર આયા, તંબુ ડેરા ખડા કીયા, તકલીફભી બહોત ઉઠાઈ, મગર જબ ગાઉમેં ઉસકા મુંબી કીને નહીં દેખાહે, તબ અપની કયા બીસાતહે ઉસકી નેકીમેં ખલલ પહુંચાવે ? યહ બાત કભી હોનેવાલી નહીં ! અબ શ્વર મેરોં જરૂર જાયગા. મેંભી કેસા બેઅકલ, રજપૂત કે ઘરમેં ઘુસનેકા એસા બે અખતીયાર કામ હાથ લીયા, બહોત બેસમજ કી, મગર હોનેદો, કયા હોતાહે દેખતેહે, અભી તક માલનકું ભેજીહે સો કયું નહીં આઈ !

**માલણ**—(પ્રવેશ કરીને રોતી રોતી.) વોય ! મારા બાપરે ! મારો પગ ભાંગી ગયો ! મારૂં માથું ફોડી નાખ્યું ! મોત આવ્યું રે ! હાયહાય !

**શેરબેક**—કયા હુવા પરવરદીગાર, રસ્તેમેં ગીર પડી કે ફીતુર કરકે પીછી આઇ ? પાંગ કેસેં ટુટ ગયા ! મેરા કામ કુછ હુવા કે પાંઊજ ટુટ ગયા; દશ હજાર સોના મહોર મેં પાંચ પચ્ચીસ હક કીકે સબ ગલત !

**માલણ**—હું શું કરૂં ! અરે ! મેં છલબલ તો એવું ચલાવ્યું કે છ ચોકો સુધી તો આદમીયોને લાંચલીંચ દઇ ફોડીને ચાલી ગઈ; પણ સાતમી ચોકીએ એક અંધો રામદાસ કરીને રહે છે, તેણે એવો સખત માર માર્યો કે પરમેશ્વરે જીવતી રાખી છે; નહીં તો અહીં સુધી પહોંચવું કઠણ હતું; છેતો બેમ આંખે અંધો. પણ એવો હુંશિયાર પરીક્ષક, કે કોઈ પણ તેની પાસેથી અજાણ્યું માણસ

અંદર જઈ શકે નહીં, અને હું તો પુરાણી ગોલી, જનાનામાંથી બાતલ કરેલી, તે મારો તો એકદમ ધીમો સુર પારખી કાઢીને એવો ધોકો ફેરવ્યો કે માથું ફોડી નાખ્યું, ને દીચણ ભાંગી નાખ્યા, સો વિસામે અહીં સુધી પહોંચીછું, વળી હાડાજી દિલ્હીથી આવે ને શિક્ષા થાય તે જૂદી!

**શેરબેક**—ઉધર તક પહુંચી તબ તેંને ઉસકા મું કયું દેખલીયા નહીં!

**માલણ**—મુખ તો મેં આગળ જોયુંછે ઘણીવાર, પણ તેથી તમારો અર્થ સરે નહીંતો! હવે એ રાણીની મુલાકાત થાવી કઠણ છે! કેમકે કાલ સુધી તો તે રાણી સૂર્યનું પૂજન પોતાની અગાશીમાં કરતીતી, ને આજથી તો તેણે મહેલની અંદર સૂર્યનો પ્રકાશ લઈ પૂજન કરવા માંડયું છે, માટે મીયાં, હવેતો પાછા જાઓ.

**શેરબેક**—તબ તો બેશક! મેરા શિર ગયા! કયું હો ચૂકા?

**માલણ**—મરદ આદમી આમ કાયર થઈ શું બોલો છો! બાદશાહથી હોડ કરી આમ આવવું નહોતું!

**શેરબેક**—કામ તો તેરેસે હુવા નહીં, મગર દામ જો થા સો ખુંચલીયા! કુચ્છ ઈલાજ રહા હોવે તો બોલ!

**માલણ**—(વિચાર કરી) એક ઈલાજ છે ખરો, તે બતાવું છું. ફીકર ન રાખો!

**શેરબેક**—બતા તેરા ઈલાજ, મેંતો જાનતા હું કે શિરતો જાયગા, મગર યહ સબ માલમીલકત તું અવલસેં લે જાયગી, ઓર મુજે જોગી ફકીર કર દેગી, મરુંગા તો સચ, મગર લડકું વાસ્તે તો કુછ રખું.

**માલણ**—હું તારું છીનવી નહીં લઉં, મગર હક કરવાની છું, મારું માથું ગયા પછી તારું; એમ સમજજે!

**શેરબેક**--તેરા ઓર મેરા દોનુંકા શિર જાયગા ઈસિસેં ફાયદા ક્યા? અચ્છા અબ કયા જુગત ચલાતી હે, વોતો બોલ?

**માલણ**—તમારા લશ્કરમાંથી બસેં આદમી, તથા મારે બેસવાને એક રથ, તમે લાવ્યા છો તે આપો, અને દાસીઓ તો ગામમાંથી ગૂખી લઇશ, તેની તમારે ફીકર ન રાખવી, અને ચાંપરાજની જેસલમેર વાળી ફુઈ બની અંદર બેશક દાખલ થઇશ.

**શેરબેક**—(સાંભળી ખુશી થઇને) વાહ! માલન બહોત અચ્છી જુગતી નિકાલી! અરે કીધર ગયા ચાંદમીયાં!

**ચાંદમીયાં**—(પ્રવેશ કરીને) સરકાર ફરમાઇયે?

**શેરબેક**—અપને રથ જો સાથ લાયે હે, વો તૈયાર કરો!

**ચાંદમીયાં**—ક્યું સરકાર ફતેહ! તંબુમેં દાખલ? (માલણ સામું જોઇને) સુરત તો બડી અચ્છી હે!

**શેરબેક**—(ગુસ્સે થઇને) કમજાત, રજપુત ! ર ની હાથ કરની સહેલ નહીં હે; યહતો ઉસકી લુંડી હે!

**માલણ**—(જરા ગુસ્સે થઇને) મીયાં, હું તો લુંડી છું, પણ તમે રથ ભેળો શા માટે લાવ્યા છો!

**શેરબેક**—વો તો દિલકી દિલમેં, પીછે કહુંગા.

**માલણ**—નહીં નહીં સાચું કહો?

**શેરબેક**—ક્યા બાત કહું! ઉસકું તો રથમેં બીઠાકર મેરી ઓરત બનવા કે દિલ્હી અપને ઘરું લે જાનેકાથી, ઓર ઇશ્વર તો મુંબી દેખને નહીં પાયા. આ પરવર દીગાર! હમ તો બે ઇજ્જત હો ગયે! માલન, અબ તો તું બરાબર તંત્ર ચલા તો મેરી ઇજ્જત રહેવે.

**માલણ**—ફીકર નહીં, જાણીહું, પણ બસે આદમી ને રથ ગુપચુપ વાત જાહેર કર્યા વગર લાલ ટેકરી પાસે હાજર રાખો, હું ત્યાં ભેળી થઇશ.

**શેરબેક**—કુછ ફિકર નહીં, ગુપચુપ રવાના કર દઉંગા મગર યહ કામ બહોત તાકીદસેં કરનાં, ક્યુંકે મુઝે જો મહેતલ મીલી હે, ઉસમેં અબ થોડા દિન બાકી હે.

**માલણ**—કાંઇચિંતા નહીં,આ વખત જરૂર ફતેહ કરીને આવીશ.

**શેરબેક**—અચ્છા તબજા. (માલણ જાય છે) ચાંદમીયાં!

**ચાંદમીયાં**—(પ્રવેશ કરીને) હુકમ સરકાર?

**શેરબેક**—ચલ સબ બંદોબસ્ત કરે.

**ચાંદમીયાં**—ચલો સરકાર.

(બંને જાયછે.)

# પ્રવેશ ૨ જો.

**સ્થળ—સોનરાણીનો મહેલ.**

**પાત્ર.**

**સોનરાણી, સુબોધા, સંગીતભદ્રા, ફુઈબા.**

**સુબોધા**—અહો! સુવિલાસિની, કમલ નયની મુગ્ધ રાજ બાળા! તમારૂં શરીર દિન પ્રતિદિન કૃશ થતું જાય છે, મુખની દિવ્ય કાન્તિ, મહા મનોહર નીલોત્પલ કમલ જેવી સુંદર વદન પ્રભાએ બે માસ થયાં વિશેષ ઉદાસી ધારણ કરીછે એ શું?

**સોનરાણી**—દાસી! તું જાણે છે કે એ સર્વનું કારણ પ્રાણપતિનો વિયોગ છે, જ્યારે જ્યારે પ્રાણનાથ દિલ્હી પધારે છે, ત્યારે ત્યારે મારી આ દશા થાય છે, તે ક્યાં તુંથી અજાણી છે. તેમ હવે ઉત્તરોત્તર આવા દિવસ જવા કઠિણ છે; (યાદ આવ્યાથી ને ભોજનનો વખત મોડો થવાથી.) કેમ હજી સંગીતભદ્રાએ રસોઈ તૈયાર કરી નથી? (સુબોધા તેની તજવીજ કરવા જાય છે તેવામાં સંગીતભદ્રા આવે છે.)

**સંગીતભદ્રા**—(પ્રવેશ કરીને) બાઈ સાહેબ, આજે ભૂલ થઈ તેથી જરા વિલંબ થઇ ગયો તો ક્ષમા કરશો, આપને માટે જવાર ને છાસની કાંજી બનાવવા જે કડાઈ લીધી, તેમાં ઘી હતું એમ પાછળથી ખબર પડી, તેથી બીજા પાત્રમાં બીજી વખત બનાવવી પડી તેથી કાંઈ વાર લાગી છે.

**સોનરાણી**—તેની ચિંતા નહીં; પણ એવી ભૂલ ફરી ન કરવી કેમકે મારા વ્રતમાં ભંગ થાય; તો મારૂં જીવતર ધુળ મળી જાય! જા હું હમણાં આવુંછું. (તે જાય છે.)

**સુબોધા**—બાઇ સાહેબ, વારંવાર કહેવું યોગ્ય નહીં, પણ આવું છેક નિરસ ને નિસ્તેજ અન્ન તથા ફલાહાર આપ નિત્યપ્રાશન કરોછો, તેથી આપનું શરીર દુર્બલ થતું જાય છે, અને તે અન્ન વળી એકજ વખત આપ લીયોછો, તેથી મારી એટલી વિનંતિ છે કે તે બે વખત લેવામાં શું હરકત છે?

**સોનરાણી**—સખી, શિવ પૂજન તથા પતિ નામ સ્મરણ સંધ્યાકાળ સુધી પૂરૂં નથી થતું તો નિયમ વિરૂદ્ધ તે પહેલાં ભોજન કેમ લઇ શકાય! જ્યારે રાજા અહીં હોય છે, ત્યારે તો દશઅજે

રાજાજી જમ્યા પછી આજ્ઞા થતાં તુરત હું જમી લેતી, પણ આ વખતે પતિ વિયોગ કાળમાં બહુ વિચારથી વર્તવાનું છે, હવે સારાં ખાનપાન એ મારો વિષય નથી, પંચેન્દ્રિને વિકારજનક આહાર આ વખતે ન આપવો જોઇએ, જો એક શ્લોકનો ભાવાર્થ તુને કહું છું તે સાંભળ, અરણ્યમાં પવન પાણી ને પત્રનો આહાર કરવાવાળા વિશ્વામિત્ર અને પરાશર ઋષિઓ કામને જીતી શકયા નહીં, ત્યારે દુધ, ઘી, દહી સહિત ચોખાનો આહાર કરવાવાળા મનુષ્ય જો ઇં નિગ્રહ કરી શકે તો વિંધ્યાચળ પર્વત સમુદ્રને તરી જાય. માટે સારા સારા ભોગના પદાર્થનો સંયોગ રાખવો ને બીજી તરફથી મનને અંકુશમાં રાખવા પ્રયત્ન કરવું, એ અસંભવિત છે. મનનો ખોરાક નીતિનો ઉપદેશ છે, ને આહારના પદાર્થ સ્થૂળ દેહના પોષણને માટે છે એ વાત ખરી, પણ મનોવિકારનું પ્રબળપ ણુ આહાર ઉપરજ આધાર રાખે છે.

**સુબોધા**—(સ્વગત.) આહાહા! આવો પતિવ્રતનો નિર્મળ સૂર્ય જ્યાં પ્રકાશે છે ત્યાં કયો મનોવિકારરૂપી અંધકાર દર્શન દીએ! (બાઈ પ્રતિ.) ઉપદેશામૃતનું પાન કરી નમન કરૂં છું.

**નેપથ્યમાં**—ઉતારો કઈ જગોએ આપ્યો ?

**સોનરાણી**—(ઘોંઘાટ સાંભળીને) સખી, બહાર કોલાહળ શાનો થાય છે ?

**સંગીતભદ્રા**—(પ્રવેશ કરીને) બાઇ સાહેબ, આપના સ્વામીનાથના પુઇબા જેસલમેરથી આવ્યાં છે, બસો આદમી સાથે છે.

**સોનરાણી**—(જરા વિચારીને)પુઇબાને મેં તો કયાંથી જોયાં હોયા પણ એના ભત્રીજાનું રાજ છે આવે એમાં નવાઇ નહીં. સતકાર બરાબર કરવો. (દાસી પ્રત્યે) ઠીક બહુ સારૂં આપણા સુજ્ઞ સચીવને કહી ઉતારાનો બંદોબસ્ત કરો, જોજે જેસલમેરવાળાં છે, માટે કાંઈ અપમાન થાય ને ચાલ્યાં જાય તો પ્રાણનાથને માઠું લાગે; માટે જા પુઇબાનો રથ અહીં હંકારી લાવી કહે કે અંદર પધારો. પ્રધાનજીને જાણ તો થઈ હશે તોપણ આદમી ઘોડા વગેરેના બંદોબસ્તને માટે કહેવરાવજે.

**સંગીતભદ્રા**—બહુ સારૂં. (જાય છે.)

**સુબોધા**—બાઈ, જેસલમેરમાં આપણા ફુઈબા છે, એ, આટલા રોજ અજાણમાં જતું હતું !

**સોનરાણી**—હા ! એની મુંને પણ ખબર નથી !

**સંગીતભદ્રા**—(પ્રવેશ કરીને) બાઈ સાહેબ, ફુઈબા આવ્યાં.

**સોનરાણી**—(ઉભી થઈને) પધારો ફુઈબા !

**ફુઈબા**—(હળવેથી) અખંડ સોહાગ ! (જોઈને) સોનરાણી, દુબળાં બહુ થઇ ગયાં છો, મારો ચાંપરાજ પરદેશમાં તે ચિંતા મોટી તો ! મુવા મુગલોનું કાસલ નિકળી જાય તો ઠીક !

**સોનરાણી**—ફુઈબા, કયાંથી આવ્યાં ને કયાં જાઓ છો ? ઘણા વર્ષે તમારા ભત્રીજાની ખબર લીધી ?

**ફુઈબા**—બેટા, જેસલમેરથી આવું છું ને દારિકાં જાઉં છું, તો જાણ્યું કે રસ્તામાં મારા ચાંપરાજને મળતી જાઉં. ચાંપરાજનો સંદેશો પણ આવતો કે કોઈક દિવસ આણીકાર આવવું. આવી **તો** સાંભળ્યું કે મારો ચાંપરાજ તો દિલ્હી ગયોછે, મેં જાણ્યું કે સોઢી રાણી અહીં છે માટે ગામનો ટાળો કરી ચાલ્યા ન જવું. દીકરા, મારો હાડો દિલ્હી કેટલું રહેછે ?

**સોનરાણી**—એ તો છ મહિના દિલ્હી ને છ મહિના અહીં રહેછે.

**ફુઈબા**—(ગળગળી થઈ જઈને) અરરર ભગવાન ! મારો ચાંપરાજ છ મહિના દિલ્હી રહે છે ! ગજબની વાત છે ! કાંઈપિણ પ્રયત્ન કરી એનું દિલ્હી રહેવું છોડાવું તો મારા જીવને નિરાંત વળે ! સોનરાણી, સાચું કહું, દુઃખ ન લગાડવું હો; તમારૂં સુખ મારા ચાંપરાજને બરાબર નહીં હોય! નહિ તો પરદેશમાં છ છ માસ સુધી રહે નહીં.

**સોનરાણી**—(ગુસ્સે થઈને) ફુઈબા, એવુ કહેવું તમને ઘટારત નથી, તમે મારી રીતભાત જાણ્યા વગર તોહ્ન બાંધી દોછો, એ તે તમારી સમજણ કેવી ! હું તો છોકરૂં છું.

**ફુઈબા**—અરરર દીકરી ! દુઃખ લાગ્યું કે ? અમે તો હવે વૃદ્ધ થયાં અમારી અક્કલ અરધી !

**સોનરાણી**—ફુઈબા, કાંઈ વિરૂદ્ધ બોલો તો દુઃખ પણ લાગે, બાકી કાંઈ સંબંધ મટી જાતો નથી.

**ફુઈબા**—તે કાંઈ ત્રોડ્યો ત્રોડાય છે !

**સોનરાણી**—ફુઇબા બેસો, તમારે માટે કાંઇ નાસ્તા પાણીનો બંદોબસ્ત કરૂં (જાય છે)

**ફુઇબા**—(રાણીના ગયા પછી—સ્વગત) મહેલની નિશાની તમામ લખી લઊં. (લખે છે)

**સોનરાણી**—(પ્રવેશ કરીને) ફુઇબા લ્યો, આ મારી મહેમાની સ્વીકારશો.

**ફુઇબા**—સોનરાણી, તારા વિના હું કાંઈ નાસ્તો કરૂં ! તું ભેળી બેસતો નાસ્તો કરૂં

**સોનરાણી**—હું તો ફુઇબા માત્ર એકજ વખત જવાર ને છાશ ગ્રહણ કરૂં છું, બીજું કાંઈ લેતી નથી.

**ફુઇબા**—અરર પ્રભુ ! આમ જન્મારો કેમ જાય ! આપણે સ્ત્રી જાત ! તારી ઉમર વીશ વર્ષની ! આ અવસ્થામાં આટલું સંકટ શરીરને ! ! ઘેલી છોડી દે આ ઢોંગ ! ખાવું પીવું ને મોજ કરવી, ગયો અવસર ફરીફરીને નહીં આવે. છ માસ તે શું મોટી વાત છે, હમણાં મારો ચાંપરાજ આવી પહોંચશે ! આમ એકલાં મહેલમાં દહાડો તે શી રીતે જાય ! સુનકાર જેવી પડી રહેછે તે શું ! ગાંડી દેહ પાડવી છે કે શું ? હું અહીં આવીને તારી આવી ટેવ ન મટાડું, તો મારો ચાંપરાજ પણ મુંને ઠપકો આપે, અને કહે કે ફુઇબાએ એટલીએ સમજણુ ન આપી, ખાવું પીવું ને સ્ત્રીએતો એશ કરવો, હોય ! સમય છે, નોકરીએ પણ જવું પડે.

**સોનરાણી**—(ગુસ્સે થઇને) ફુઇબા, તમને દુઃખ લાગશે પણ કહું છું કે જે સ્ત્રી ક્ષત્રીના ઊંચા કુળમાં ઉત્પન્ન થઇ છે, તે જે શુદ્ધ રજપૂતાણી છે, તેના મુખમાંથી આવાં વચન કદી નિકળતાં સાંભળ્યાં નથી ! જેનો સ્વામી પરદેશમાં ગયો છે, તેને સારા ખાનપાનાદિકની શી જરૂર છે ! તેણે સારા અલંકાર વસ્ત્રાદિક પરિધાન કરી કોને રંજન કરવો છે ! તેનું મન તો જેવી રીતે ચકોરનું ચંદ્રમાં, ચાતકનું વર્ષામાં, જ્ઞાની સંતનું બ્રહ્મરસમાં, ને સુમનું દ્રવ્યમાં, લાગી રહે છે, તેમ પતિવ્રતા સ્ત્રીનું અંતઃકરણ પોતાના સ્વામીના પવિત્ર સ્મરણમાં, ને મૂર્તિ ધ્યાનમાં નિશદિન ગુંથાયલું રહે છે, તેને અલંકાર અગ્નિવત્, સુવસ્ત્રોનું પરિધાન શૂન્યવત્, પંચ વિષયના પદાર્થો વિષવત્ અને સારાં મંદિર અરણ્યવત્ લાગે છે, માટે ફુઇબા, આપે મને એવો

ઉપદેશ કરવો જોઇએ કે જેથી હું મારા વ્રત ને પતિ સ્મરણમાંથી ચલિત ન થાઊં.

**ફુઇબા**—ધન્ય છે સોનરાણી ધન્ય છે! એમજ રાખવું જોઇએ, શરીર પડી જાય તો પણ શું થયું! કુળની રીત મર્યાદાને કદી છોડવી નહીં. હું તો માત્ર તારૂં શરીર જોઇને બળી જાઉં છું બીજું કાંઇ નથી, તારા દેહની તારે પરવા ન હોય તો મારે શાસારૂં કહેવું જોઇએ!

**સોનરાણી**—(તેને ઠારવા સારૂં) ફુઇબા, આપનું માથું ગુંથુ?

**ફુઇબા**—તારી મરજીમાં આવે તેમ કર, આપણે કાંઇ કહેતાં નથી, આવું પાછું બોલી જવાય તો તને વળી—

**સોનરાણી**—લીયોત્યારે ગુંથું. (ગુંથે છે ત્યારે તેને શરીરે પરસેવો જોઇને)

**ફુઇબા**—સોનરાણી, આજ તો બફારો બહુ થાય છે, જો, તારા શરીરપર પણ પરસેવાના રેલા વળી ગયા છે! ઉનાળાના દહાડામાં ત્રણ વખત નહાવું નીકર રોગ થાય!

**સોનરાણી**—ફુઇબા, વૃદ્ધ થયાં, તોપણ મોજ શોખની વાત બહુ ગમે છે! ને વાક ચાતુરીમાં પણ હુંશિયાર છે!

**ફુઇબા**—રાણી, તારો સ્વભાવ તરેહવાર જણાય છે, મેં કાંઇ તારી માફક દુઃખ નથી વેઠયાં! જે મને મોજ શોખ પસંદ ન હોય!

**સોનરાણી**—(વળી ફુઇબાને દુઃખ લાગેલું જોઇને) ફુઇબા, ચાલો આપણા નજર બાગમાં હોજ છે, તેમાં નહાઇએ, પછી છે કાંઇ!

**ફુઇબા**—(સમય જોઇને) સોનરાણી, હું તો ચાલીશ, રસ્તે સ્નાન ધ્યાન કરીશ.

**સોનરાણી**—સારા સમ છે. જો હવે આડું બોલો તો! હું તો તમારૂં છોકરૂં કહેવાઉં, મારા બોલ્યા સામું ન જોવું જોઇએ.

**ફુઇબા**—નહીં નહીં, ચાલવું એતો મારો નિશ્ચય છે, સ્નાન કરીને પછી ચાલીશ, પણ તું મને અહીંથી મારા છોકરાને માટે સંભારણું શું દઇશ તે કહે! જોઉં તો ખરી તારૂં હેત! સાચું હશે, તો જણાઇ રહેશે!

**સોનરાણી**—જે આપ કહો તે આપું, પછી શું ફુઇબા !

**ફુઇબા**—( કટાર તથા રૂમાલ તરફ દ્રષ્ટિ કરીને) છોકરાને રમ્યા જેવાં તો આ બે છે, વાસ્તે સોનરાણી આ કટાર ને રૂમાલ તારા ભાણેજ માટે આપ.

**સોનરાણી**—ફુઇબા, એ કાંઈ કીમતી વસ્તુ નથી જે આપતાં અચકાઉં, પણ એ તમારા ભત્રીજાની આપેલી વસ્તુઓ છે, તેની હું પૂજા હમેશાં કરૂં છું માટે કાંઇ બીજું માગો ?

**ફુઇબા**—તે મારે ઘેર કાંઇ વસ્તુઓની ખોટ નથી, આતો જીભથી એ નિકળ્યું માટે આપવું હોય તો આપ; નહિતો કાંઇ નહીં (જરા ગુસ્સો બતાવીને) સોનરાણી, મારો રથ સરંજામ તૈયાર કરાવ.

**સોનરાણી**—(જરા વિચારીને સ્વગત- ) મારે પ્રાણથી પણ અધિક છે ને બીજી તરફથી જોતાં વસ્તુઓ નજીવીછે, તેટલા સારૂં દુઃખ મનવવું એ ઠીક નથી ! કાંઇ ફીકર નહીં, પ્રાણનાથની આ છબી છે તેથી બીજું શું વિશેષ છે ! તેની સેવા પૂજા બસ છે ! (પ્રકાશ) ફુઇબા ! ભલે લઈ જાઓ, હવે નહાવા ચાલો.

**ફુઇબા**—ખુશી થઇ દેવાં હોય તો દે નહીંતર મારે ઘેર પણ તારો પ્રતાપ છે, મનેતો પાઇની વસ્તુમાં પણ લાગે, લે ચાલ નહાવા, ઉતાવલી થા.

**સોનરાણી**—ચાલો ત્યારે હું અંદરથી અંઘોળ સુગંધી લાવું.

**ફુઇબા**—લઇ આવ ! (જાયછે) હવે નહાય ત્યારે અંગનું કાંઇ ચિન્હ જાણી લેવું, એટલે તમામ મહેનત પાર પહોંચી !

**સોનરાણી**—(પ્રવેશ કરીને) આ લો ફુઇબા !

**ફુઇબા**—ચાલ.

**સોનરાણી**—સુબોધા, નજરબાગ—

**સુબોધા**—બાઇ સાહેબ બાગની તરફ આવો—

( એમ કહી સઉ નીકળી જાય છે. )



# પ્રવેશ ૩ જો.

**સ્થળ--બુંદીકોટા.**

પાત્ર.-**શેરબેક, માલણ, આદમીયાં**

**શેરબેક**—(સ્વગત) માલણકું ભેજીહે, સો અભીતક આઇ નહી, આદમીભી લેકર ગઈ હે ! યા ખુદા ! મુઝે ફકીર કર દેગી ! પંદરાસો સોના મહોર તો ઉસકી સંદૂકમેં દાખલ હો ગઈ.

**માલણ**—(પ્રવેશ કરીને) મીયાં સાહેબ, સલામ છે!

**શેરબેક** – (એકદમ આશ્ચર્ય પામીને.) કયું આઇ ! ફતેહ કે ફકીરી ! મુલાખાતકા નકી કીયા ?

**માલણ**—શેરમીયાંજી, કામ મોટું, ને ખરચ છોટું, એવી મુલાખાત તો તમારો પીર આવે તોપણ થાવાવાળી નથી, મુલાખાત તો શું ! પણ મોંએ દેખવાના વાંધા સમજજો.

**શેરબેક**—(નારાજ થઇને) તબ હો ચુકા, શીષ ધડસેં જૂદા ! બારાસોભી ધૂલમેં ગ્રમાય, (જરા ગુસ્સે થઇને) તબ તેને કયા કરામતકી ! એસાતો મું ભી આતાથા.

**માલણ**—(જરા ધીરજથી) આમ ગુસ્સે કેમ થાઓછો, તમારૂં નીમક ખાઇ હરામ કર્યું નથી, તમારો જાન બચે, ને ચાંપરાજ હાડાનું માથું જાય, એવો ઇલાજ કરીને આવી છું.

**શેરબેક**—જો હોવેસો તાકીદસેં કહદે, મેરેકું તો ખુદાને ભુલાયા, નહિતો એ એસા કામ કભી હાથ નહીં લેતા, મુઝે માલુમ નહીં કે ક્ષત્રીયે એસી નેકી ટેકી ઓર જનાનેકી સખ્ખી હોગી.

**માલણ**—સપ્પાઈ તમને માલુમ નથી. કદી ચાંપરાજહાડો આંહીં હોય, ને તમે આવી તજવીજ ચલાવતા હો, તે તેના જાણવામાં આવે, તો મારા, તમારા, ને સૌ આદમીના બાર વાગી જાય ! ટુકડે ટુકડા કરી નાંખે, રજપૂતના તેજ ને શરાતન જોયા નથી, મીયાં ! મારા જીવની ખુવારી હજી આગળ થાવીછે, ભગવત કરે તે ખરૂં.

**શેરબેક**—યહ બાત સબ એક બાજુ રખ, લેકીન મેરાજાન કેસેં બચેગા સો બોલ દે.

**માલણ**—મેં એવું કર્યું છે કે એક કાગળમાં તેનો મ્હેલ, તેનું શયનગૃહ, મહેલની દિવાલો, તેપર ચિત્રામણ, તે ગૃહમાં રાખેલી વસ્તુઓ, તેની નિશાની, સોનરાણીના શરીરનો વર્ણ, ઘરના દાગીનાના નામ ઇત્યાદિક બધું જોઇ તપાસીને લખી લીધું છે, બરાબર યાદ કરીને કહેવું, બોલો હવે તમારો જીવ બચશે કે નહીં?

**શેરબેક**—ઇસસેં તો મેરા જાન બચે યા ન બચે, લેકીન વો કહેગા કે તું તજવીજ કરવા કે યહ સબ હકીકત લાયાહે તબ કયા કરનાં?

**માલણ**—તમે મારા ખાવીંદછો, તમારો જાન ન બચાવું તો મારી જાતમાં ફેર! એટલી વાત જ્યારે તે રદ કરે ત્યારે આ રૂમાલ ને કટાર રજુ કરવો, (આપે છે) જેની સેવા પૂજા માટે ચાંપરાજે રાણીને આપેલાં છે તે બીજા કોઇને ન આપે! કેમ હવે કાંઇ બાકી છે?

**શેરબેક**—શાબાશ! ખુદા બેરીયત કરે! ખીસ મીલા! અબ હો ચૂકા, બોલ કયા તુઝે દેગેં?

**માલણ**—જે! મીયાં સાહેબની મરજી!

**શેરબેક**—કુછકું કમતી હોવે! દોસો સોના મહોર ઓર!

**માલણ**—હજારોમાંથી સોએ વાત આવી! હજી ભારે વાત તો બાકી છે.

**શેરબેક**—કયા હે! મેરી કસંમ! તબ દો હજાર! અબ તેરા દિલ ખુશ?

**માલણ**—જ્યારે કટાર રૂમાલની વાત પણ મારી જાય ત્યારે કહેવું કે તારી ઓરતની ડાબી જાંગપર એક પૈસાભાર જગામાં કાળો ડાઘ છે.

**શેરબેક**—બસ બસ યહ સચ્ચા હોવે તો તેને તો મુઝે દુનિયાકા તખ્ત દીયાં! અબ મેરા રસ્તેકા ખર્ચ બાદ કર સબ તુઝે દેતા હું; પ્યારી દોસ્ત યાદ રખના, દિલ્હી આના, ઓર અપને ઘર ઉતરનાં.

**માલણ**—સારૂં હવે હું પણ ઘેર જાઉં છું, તમારે ખાતર મેં ઘણી ઊંઘ ખોટી કરી છે.

**શેરબેક**—તેસેં મેંને બી તેરે ખાતર બહોત સોના મહોરાં ગુમાઇ હે!

**માલણ**—નહીં નહીં, એતો હું મશ્કરી કરૂં છું, હવે રજા લઊં છું.

**શેરબેક**—બહોત અચ્છા, હમભી કલ બડી ફજરમેં કુચ કરેંગે,

**માલણ**—મહેરબાની રખનાં.

**શેરબેક**—તુમારી મહેરબાની ચહીએ. (માલણ જાયછે) ચાંદમીયાં?

**ચાંદમીયાં**—હુકમ સરકાર.

**શેરબેક**—કલ બડી ફજરમેં કુચ કરનેકા હે, વાસ્તે રસાલેમેં સબકું વરધી પહુંચાના.

**ચાંદમીયાં**—અચ્છા સરકાર.

**શેરબેક**—અચ્છા તબ ચલ મેંભી આતાહું. (બંને જાય છે.)



# चांपराजहाडो ने सोनराणी.

## नाटक सप्तांकि.

# અંક ૪ થો.



સ્થળ—દિલ્હી.

પાત્રજન.

અકબર........................દિલ્હીનો પાદશાહ.
કાજી..........................ન્યાયાધિશ.
બીરબલ........................પ્રધાન.
પહાડસિંહ } ..................ઉમરાવ.
શેરબેક.
ચાંપરાજ......................બુંદીકોટાનો રાજા.
ગંગકવિ.......................રાજકવિ.
વિમળમતિ.....................પહાડસિંહની સ્ત્રી.
વિજયસિંહ.....................તેનો પુત્ર.



# અંક ૪ થો.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ—દિલ્હીમાં અકબરની કચેરી.**

**પાત્ર.**

**અકબર, લવો, કાજી, બીરબલ, પહાડસિંહ, ગંગકવિ, શેરબેક, ચાંપરાજ.**

**અકબર**—કયું બીરબલ, રાજનુંકા વ્યવહાર ઔર બરતનુક કેસી ચહિએ ? ઉસકા એક ઉદાહરણ બિસ્તારસેં કેના ?

**બીરબલ**—જહાંપનાહ, નામદારને આઈન અકબરીમેં કુચ્છ બાકી નહીં રખા હે; ઉસસેં જાસ્તી મેં કયા કહું.

**અકબર**—તબ મેંને કુચ્છ દરખત આગે પ્રશ્ન નહીં કીયા હે જો તેરી અક્કલમેં હોવે સો બોલ ?

**બીરબલ**—નામદાર, રાજનુંકા વ્યવહાર દરખતકે માલી જેસા હે.

**અકબર**—એસા કીસ તરેહસેં હે ?

**બીરબલ**—એક રાજનીતિજ્ઞાતા પુરૂષને કહાહે કેઃ—

**કવિત.**

છોટે છોટે ગુલનકું સુરનકી બારી કરે,
પાતરેસેં પોંધા પાની પોખ કર પારીવો;
ફુલે ફુલ વાજનકે, ફુલ મોરી લેવે ખરી,
ધને દરખત એક ડોર તેં ઉખારીવો.
નીચે પરે પાયનતે ટેક દેદે ઊંચે કરે,
ઊંચે બઢ ગયે તે જરૂર કાટી ડારીવો;
રાજનકું માલીનકું દીન પ્રતિ દેવી દાસ,
ચાર ઘરી રાત રહે એતનો બિચારીવો.

**અકબર**—બહોત અચ્છા ખુલાસા કીયા ! મગર બીરબલ ચાંપરાજ હાડે કે રાજમેં સબ ઉસકે ધર્મશાસ્ત્ર માફીક વ્યવહાર ચલતા હે; ઔર ઉસકું સલવક્તને જો કહાથા સો ઊંને અપનેકું કહા. હે તબ ઉસમેસેં નઇ બસ્તુ કયા કરનેકી જરૂરહે સો જાહીર કરના ?

**બીરબલ**—ખુદાવિંદ ! નામદારનેબી બાબ લબકી મનાઇ કીહે ઓતીકા ધારા ઉસકે રાજમેં બંધ નહીં હે ઔર અપને ઉસકા પ્રચારૂ

કીયા હે સો અચ્છી તરેહસેં ઓરતોકા જાન બચતા હે, મગર ખુદાવિંદ એક બડા દુષ્ટ રીવાજ ચલતા હે સો કીયાકે બેટીકા પેસા માબાપ લેતે હે જીસકું સંસ્કૃતમે કન્યાવિક્રય કહતે હે ઓર સો રાહ ઊંચ જ્ઞાતિમેંભી બહોત ચલતી હે.

**કાજી**—હાં હાં ખુદાવિંદ, યહ બાત સચીહે મેંને આંખુંસેં એસા બહોત દેખાહે, બારા બરસકી બેટી ઓર બાસઠ બરસકા ઉસકા ખાવિંદ, યા કુદરત પરવર દીગાર ઊસકા માબાપ અપની બેટીકે વજન સેં દુપ્પટ દામ લેતે હે કમતીમેં કમતી દો હજાર સોના મહોર તક પહોંચ જાતે હે।

**લવો**—ખુદાવિંદ, કાજી સાહેબ કહતે હેં કે આંખુસેં દેખા વો તો જૂઠહે, કાનસેં સુના હોગા પાંચ બરસકી બેટી ઓર પંચતું બરસકા ખાવિંદ! રામ બોલો ભાઈ રામ! એસા લગ્નસેં કીયા હોવે કામ?

**અકબર**—પૈસાકીબાત સચ કહતે હે કે જૂઠ?

**લવો**—એ પણ સાવ ખોટું! ગગી પરણે ત્યારે આસામી બંધાય નહિ! નામદાર! નસીબનું પારખું તોં ત્યાંજ છે? જીતની બેટી ઇતની ભરા ગઈ પેટી; ઓર જીતને લડકે વો સબ આગકે ભડકે, નહિ નહિ ભૂલ ગયા! જીતની બેટી ઇતની ચલતી હે પેઢી!

**અકબર**—બીરબલ, બમન લોક જીસકે શાસ્ત્ર અપને શોધન કરતેહે, ઓર જીસકું બડે પાક ગીનતેહે ઓર જીસકે મનુસ્મૃતિકી રાહસેં અપને ચલાને મંગતેહે ઉસમેભી એસી નીચ રશમ ચલતીહે ત્યાનતહે વો બમન લોગકું!

**કાજી**—હાં હાં નામદાર, કીસબી લોક અપની બેટીસેં કીસબ કરાતેહે; ઓર દામ લેતેહે, ઇસ તરેહસેં યહ લોકભી જન્મ પર્યંતકા દામ એકીદમ લેતે હે.

**બીરબલ**—નહિ નહિ આખીર હમારે હિંદુ હે, તુમ યહ બાત કરતે હો મગર ઉસમેં બડા તફાવત હેં.

**અકબર**—કીયા તફાવત હે?

**બીરબલ**—યહ લોક અપની બેટી એક ખાવીંદકું સુપ્રત કરતેહે યહ કીસબ ગીના નહીં જાતા.

**લવો**—બ કસબ નહીં ઇતો કસબનો ભાઈ.

**કાજી**—હાં ખુદાવીંદ,.યહ મુકરર કીસબ હે કયું કે પાંચ બરસકી બેટી ઓર નેઉ બરસકા ઉસકા ખસમ, બેટી જબ કુચ્છ ઇસ્કબાત સમજતીહે તબ ઉસકા ખાવીંદ કબર દાખલ હોતાહે, નામદાર પીછે વો ઓરત છીનાલા કરતીહે, ઓર સુનાહે કે ગર્ભપાતભી ઉસ જ્ઞાતમેં બહોત હોતાહે, કિસબ હે વો જાહીરહે, ઓર યહ અંધેરેમેં ખુદાકી નજરમેં કિસબ હોતાહે.

**અકબર**—એસી હરામ બાતસેં યહ લોગકું સજા મીલની ચહીએ.

**બીરબલ**—નામદાર, સજાતો અવલસેં પરવર દીગારને દીહે.

**અકબર**—કયા સજા દીહે!

**બીરબલ**—નામદાર, સબ બમન સારે હિંદુસ્થાનમેં જો બડે ખ્યાતિ વાલેથે ઓર જીસકું બડે બડે રાજા રાજસન્માન દેતેથે વો અબ ભિક્ષા મંગતેહે ઓર તુચ્છ ગીને જાતેહે.

**લવો**—ઈતો એક પહોરના ભિક્ષુકને ત્રણ પહોરના રાજા તો એને તો અમે મજા ગણીએ છીએ!

**અકબર**—બીરબલ, સતીકા ધારા મારીક ઇસ બાતકાભી કુચ્છ બંદોબસ્ત કરના ચહીએ.

**બીરબલ**—નામદાર, યહ પાદશાહુંકા કામ હે. ઉસકાભી એક ધારા નીકાલના ચહીએ.

**અકબર**—જબ ઇસ બાતમેં બારીક દેખતેહે તબ બહોત જગતમેં ખરાબી દીખ પડતી હે, કયું કે પૈસાકી લાલચસેં જબ માબાપ જઇફ ખાવીંદકું અપનીબેટી દેતેહે તબ ઉસસેં પ્રજાભી નબલી હોતીહે, ઓર અપની પ્યારી બેટીકું પરવર દીગારકા દીયા સુખકા લાભભી વો જઇફ ખાવીંદસેં નહીં મીલતા, યહ રશમસેં હિંદુકું બડી શરમીંદગી હે, ઊસમેંભી બમન સબ હિદુસ્તાનકે તંત્રકે રચને હારે વો જબ એસે નીચ કૃત્ય કરતેહે, તબ ઊંસસેં ખુદાકી નજરમેં બડા અપરાધી કોઈ નહિં. એસેં લોકકું મેરે રાજમેંસે દેશ નિકાલ કરના, ઓર ઇસકી મીલકત રાજમેં જપ્ત કરનાં, કે ફેર એસા કબી નહીં કરે, ઓર અપના યહ ધારાસેં આગેભી કોઈ બિચારવંત પ્રજા હિતેચ્છુ રાજા એસી રાહ અપની પ્રજામેંચલાવે

**બીરબલ**—બહોત અચ્છા ખુદાવિંદ,મુગલ બાદશાહકી દુવાઈમેં યહ ધારા જેસા દુસરા કીર્તિ ઊખતર નહીં હે, પ્રજાકી ઓર ઓરત જાતકી આપકું બહોત દુવા મીલેગી કયું ગંગ કવિ ?

ગંગકવિ—બડા દુષ્ટ રીવાજ હે।

**કવિત**

દ્રવ્યકો હે પ્યાસી પૂરો શૂરો નિજ પુત્રી પર,
સ્વારથી અંધો પડત જઈફિ પાપી ફંદમે;
તરૂન હે પ્યારી જાયા કંચન જેસી હે કાયા,
એની છોરીકું છોડત જઈફ કાહી છંદમે;
પ્રેમકું દીયા બીસારી ખુવારી કીની હજારી,
છુટને ન બારી જાતો નર્ક તામીશ અંધમેં;
કહે ગંગ દિલ્હીપતિ, પિતા દેત પેટ પાળી,
પ્રભુ દીની ભેટ પ્યારી ડારત દુખ દંદમેં.

**અકબર**—બીરબલ,વોશેરબેક ઉધર ગયાથા ઉસકા કયા ભયા ?

**બીરબલ**--વો કલ સામકું આયાહે ઓર આજ કચેરીમે આકે ખુદાવિંદકું કુરનસ બજાકે રોશન કરેગા.

**શેરબેક**—(પ્રવેશ કરીને) પાદશાહ સલામત નીવા રોશન મેરી કુરસન બંદગી આલેજાનીમે પહુંચાતાહું.

**બીરબલ**—આઓ શેરબેક ! કયા હે? કબ આયા ?

**શેરબેક**—હાં સાબ મેં બહોત ખુશ મઝેસેં કલ શામકુ આયા!

**અકબર**—અચ્છા તેરી કયા હકીકત હે સો જાહીર કર?

**બીરબલ**—શેરબેક, જહાંપનાહ હુકમ કરતે હે કે તુંમ વો દિન શરત કર ગયાથા ઊસકા તુંમને કયા અહવાલ તૈયાર કીયાહે સો નામદાર સુના ચાહતેહે.

**શેરબેક**—જહાંપનાહ, મેને વહાં જાકે બડી ખાહેશસેં તકલીફ ઉઠાઈથી, અલબત કામ બહોત મુશ્કિલ થા, મગર હજુરકે તુફેલસેં મેરી મુરાદમેં ફતેહમંદ હુવાહુ; અગર ઇશ બાતકી કહનેસેં ખાત્રી ન હોવે તો કુછ હકીકતકે પુરાવા દીયા ચાહતા હું.

**અકબર**—અચ્છા કયા પુરાવા હે ?

**શેરબેક**—નામદાર, વો ઓરત માનંદ ગુલકે બહોત ખુબસુરત હે, ઓર ઉસકા ચેહેરા ખુશનુમાં હે, હમેશ હરગીઝ મરદકી ખાહેશમેં ઇંતેજાર હે, કદમેં નાજુક હે, ઉસકે રહનેકા મહેલ ઉત્તરકી

બાજુ ઓર ઉસકુ પાંચ ખીડકી, તખ્ત ઝવેર ઓર હીરા માનેકકા હે, ઓર વો ઓરતકે બદન ગૌર હે, હુકમ ઈલાહીસેં ઉસકી સાથ મેંને બહોત મઝેસે એશ આરામ કીયા હે.

**અકબર**—કયું ચાંપરાજ, યહ કયા બાત કરતે હે ?

**ચાંપરાજ**—નામદાર, યહ હકીકતમેં કુછ બડી બાત નહીં હે ! ઇધર એેઠેહી કોઇભી મેરી રૈયત યહ હકીકત જાહીર કરે એસી હે કીસીસેભી ઉને ખબર મંગવાઇ હોગી.

**બીરબલ**—ખાવિંદ, હકીકત કુચ્છ બારીક નહીં હે.

**કાજી**—જહાંપનાહ, ઇસમેં કયા હકીકત વો લાયા હે !

**શેરએેક**—નામદાર, અગર ઇસ રીદતીકા કહના ઈતની બાત સેં ઈતબાર કારક ન હોવે તો ઉસકી નિશાની અબી રજુ કરતાહું; જો મુજે ઊને પ્યારકે ખાતર દીહે સો યહ હાજર હે. (કટાર તથા રૂમાલ આપેછે.) મેરી માશુકને રવાનગીકે વકત અપની દોસ્તીકી નિશાની ખાતર યહ કટાર રૂમાલ ઉસકા ખાવિંદકા મુજે ઈનાયત કીયા હે.

**અકબર**—બીરબલ, યહ ચીઝાં ચાંપરાજ હાડાકું બતલાઓ, શેરએેકકી બાત સબ ગલત નહીં હે.

**બીરબલ**—ખુદાવીંદ, ઇસેભી ઉસકી નેકીમેં ઉને ખલેલ પહુંચાયા એસા સાબીત નહીં હોતા.

**કાજી**—બાતમેં કુછ અલબત સંદેહ હે, મગર યહ વસ્તુ મંગવાના કુછ મુશ્કિલ નહી હે !

**અકબર**—કયું ચાંપરાજ, તુમારા કયા મત હે ?

**ચાંપરાજ**—નામદાર, અલબત મેરે દિલમેં બી કુચ્છ અંદેશા ઉત્પન્ન હોતા હે; લેકીન ઇસેંભી મેરી ઓરતકી નેકી બરબાદ નહીં હોતી.

**શેરએેક**—ખુદાવીંદ, ઇસ બાતસે કભી મેરા કહના મુનાસબ ન હોવેતો એક ઓર દલીલ જો બહોત બારીક હે સો દીયા ચાહતાહું; લેકીન કચેરીકે બિચમેં કહનેસે મુઝે શરમ લગતી હે, મગર કહતાહું કે વો ઓરતકી ડાબી જાંગપર પયસાભર જગેમેં કાલા ડાઘ હે, ઇસ બાત પરસે આપ દરિઆફ્ કીજે કે મેને ચાંપરાજકી ઓરતકું બે હરમત કી હે કે નહીં ?

**ચાંપરાજ**—(શરમાઇ નીચું માથું કરેછે.)

**અકબર**—બસ બસ, અબ જાસ્તી શેરએક મત બોલ.

**બીરબલ**—જહાંપનાહ, અંદેશા રખને જેસા નહીં હે, લુગાઇકા કયા ભરૂંસા!

**કાજી**—હાંહા, અબ યહ બાતકી જાસ્તી તજવીજ કરનેકી કુચ્છ જરૂર નહીં હે અબ હો ચૂકા.

**અકબર**—કયું ચાંપરાજ ઠાકોર?

**ચાંપરાજ**—નામદાર, અબ મેં કુછ કહ સકતા નહીં હું, અબ શરત માફીક આપ જીસ વક્ત ફરમાઓ ઉસ વક્ત મેં મેરા શિર દેનેકું તૈયાર હું.

**અકબર**—શેરએક, અલબત તેરી બાત રાસ્ત હે, હમકું કુછ અંદેશા નહીં હે, તેને ખુદ ચાંપરાજકા કટાર રૂમાલ ઓર જાંગ પરકા નિશાન વો સબ બાતકા તાલાશ કીયાહે ઓર જો જાહીર કીયા વો ચાંપરાજભી કબુલ કરતા હે; બેશક ઉસકી ઓરતકું તેને બેહુરમત કી હે, અબ ચાંપરાજ ઠાકોર કુચ્છ બોલના હોવે તો બેશક બોલો.

**ચાંપરાજ**—(સ્વગત) વો કમજાતને જરૂર યહ મીયાંસે ઇશક બાજી કી હોગી, ઉસમેં સંદેહ નહીં, અબ દિલમેં ઐસા આતાહે કે એક વક્ત ઉસ કમજાતકે મુંપર દો ચાર ફીટકારકા શબ્દ દે કે આઉં તો મેરા દિલમેં જો ચિરાક જલતી હે વો શાંત હોવે; પરંતુ પાદશાહ સાહેબકી પરવાનગી મીલે તો યહ કામ બર આવે.

**અકબર**—કયું ઠાકોર, કયા બિચાર કરતે હો, બેશક બોલો, કુછ ડર નહીં રખના.

**ચાંપરાજ**—નામદાર, એક અરજ કરને ચાહતા હું.

**અકબર**—કીયા હે સો બોલો.

**ચાંપરાજ**— ગજલ. (ભેરવીની)

(જાતાહું કેદખાનેમેં સરકારકુ સલામ એ ચાલ.)
ખુશીહું મેંતો મરનેકું ઉમેદ નહીં લગાર,
ઉમેદ નહીં લગાર, સ્ત્રી જાતકું ધિક્કાર;–ખુશી.
બખલાનત ઓરતકું, ઉસકા જુઠાહે પ્યાર,–ખુશી.
ઇસક ભરૂંસે હોકકી, ઉસકુ દેના ફિટકાર;–ખુશી.
યે આશ મેરે દિલમેં હે, હુકમ હોના સરકાર.–ખુશી.

નામદાર, ઔર કુછ મેરે દિલમેં ઉમેદ નહી મગર મેં બુંદીકોટા જાકર મેરી ઔરતકે મુખપર દો ચાર ધીટકારકા શબ્દ દેકર શતાબીસે ઇધર આઊં ઇતના હુકમ આપ તરફસે મીલના ચહીએ.

**અકબર**—યહ બાત હોનેવાલી નહી, કયુ કે ફેર તુમ રજપૂત લોક અપને રાજમેં પહુંચે બાદ લડઇ શુરૂ કરો, તબ હમારે નાહક તકલીફ હોવે, અચ્છા તુમારે બદલ અપના સર કોઈ કબુલ કરેં તો મેં જાનેકી પરવાનગી દેતા હું.

**ચાંપરાજ**—ખુદાવીદ, ઐસા જામીન યહ પલમે કહાંસે મીલે !

ગઝલ

(સરકાર માફ કીજીએ વો આપકા કામ હે એ ચાલ)

મુશ્કેલ છે ખાવીંદ, એવો મળવો જામીન,
પ્યારો જાન અરપે એવો, કોણ મુજ આધીન—મુશ્કેલ.
વિશ્વાસ પર રજા લેવા, અરજ કરૂં,
તિરસ્કાર દઈ પાછો, જલદીથી ફરૂં.—મુશ્કેલ.
મુજ બાપદાદા તણા ખાઉં કસમ,
લજાવીશ કેમ હાડા, ક્ષત્રીનો તુખમ.—મુશ્કેલ.
નિધા પહોંચે તો રજા, આપો નામદાર,
નહીતો ઉડાવા સજા, થાઉંછું તૈયાર.—મુશ્કેલ.
જામીન માટે દીન કેમ, થાઊંક્ષત્રી જાત,
ઉડાવો આ શીશ એની, શી છેરે વીસાત.—મુશ્કેલ.

**પહાડસિંહ**—(ઉભો થઈને) રાગ ઉપરનો,

સરકાર રજા દીજીએ જામીનગારછું,
મુદત પર ન આવે તો, હું ગુન્હેગાર છું.—સર. ટેક.
એના બદલ શિર મારૂં, દેવા તૈયાર છું,
આ વાત પર નિધા કરો, હું અરજદાર છું.—સરકાર.
જાણો પહાડસિંહ આ, હાડાનો છે જાન,
જવા માટે દિલ્લેશ, કરો હવે ફરમાન.—સરકાર.

નામદાર, યહ ચાંપરાજ હાડા પીછા ઇધર નહીં આવે તો મેરા શિર મેં ઉસકે બદલ કબુલ કરતા હું.

**અકબર**—શાબાશ હે ! વીર શાબાશ હે ! (બાદશાહ પ્રતિ)

**જહાં પનાહ:**— કવિત.

ધન દેવે ધામ દેવે, બાતકો વિશ્રામ દેવે,
રાજકી લગામ દેવે, એસો પ્રિય પેખ્યો હે;
સમયાનુકૂલ રહેવે, ભૂલથાપ નહીં દેવે;
નિષ્કપટી ન્યાયી છળ કપટ જીને છેકયો હે;
બાત ગુપ્ત રાખે દાખે નાહીં દિલકી કહાની,
પ્રકૃતિ પીછાની જાને, લાયક ગુન લેખ્યો હે;
કહત હે કવિ ગંગ સુનો દિલ્હી પતિ મેરે,
સમરપે શીશ એસો મિત્ર આજુ દેખ્યો હે.

(પહાડસિંહ પ્રતિ)—

ખાન અરૂપાન ગાન તાન ગુલતાન હોતે,
મુખ મીઠો બોલી છેલ રમત કર્કે છકયો હે;
સોબત સુજાન પેખી, નાખત પાસ પ્રિતિકો,
દોલતકો સુખ બોત ચતુર હોકે ચખ્યો હે.
મિત્રતાકો ધરમ હે, કહ્યો ખાંડા ધાર જેસો,
અણીકો સમય આયો, કોન મસ્તક નખ્યો હે;
કહે ગંગ ધન્ય ધન્ય, પહાડસિંહ મેરે પ્યારે,
જુગ જુગ જીએં એસો, નામ તેને રખ્યો હે.
પાંચ દસ બીસ તીસ ચાલીસ પચાસ જીનો,
સત બરસ શરીર, કહ્યો જાતો ના નેમસે,
લછમી અખુટ છુટ, કોઉ દિન હોગી ખુટ;
હરદમ સુખસાજ થીર હોતો ના હેમસે;
અચળ ઠાઠ એસો કો જગતુમેં જાન્યો નહીં;
જેન બીન સાચો કાળ, રખ્યો ધારી રહેંમસેં;
કહે ગંગ એસે મિત્ર, અંગ ભંગ હો જાયગો,
કીર્ત્તિ કો કિલ્લો અચળ બાંધ્યો પહાડ પ્રેમસેં.

**અકબર**—શાબાશ, અચ્છા ચાંપરાજ, અબ તુંમ બેશક જાઓ; ઓર એક માસકી મહેતલમેં ઇધર હાજર હોના; ઓર જો વખતકે બીચમેં નહીં આઓ તો તીસમેં દિન પહાડસિંહકા સર કટા જાયગા.

**ચાંપરાજ**—નામદાર, વો બાતકો મુઝે મેરે દિલમેં સમજ-ણેકી હે, રજપૂત બીજ હોઉંગા તો દો દિન અવલસે આઉંગા.

**અકબર**—અચ્છા, જાઓ.

**ચાંપરાજ**—(સલામ કરીને જાય છે.)

**અકબર**—બીરબલ, આજતો જમુનામેં નાવમેં બેઠકે * હવા લેનેકું મેરા દિલ ચાહતા હે.

**બીરબલ**—ખુદાવિંદકી મરજી.

**અકબર**—અચ્છા તબ ચલો. (ઉઠે છે.)

**ચોપદાર**—આસ્તે કદમ, મુલાકતસેં કદમ, બાજુસેં બાજુસેં નજદ રખો મહેરબાન.

(સહુ જાય છે.)



# પ્રવેશ ૨ જો.

## સ્થળ—દિલ્હીનો એક રસ્તો.

પાત્ર—**ચાંપરાજ.**

**ચાંપરાજ**—(સ્વગત) અહાહા ! શું બનાવ બન્યો ! શું આખર અમારી હાડાની પણ ટેક ગઈ ! શું રજપૂત કૂળની લાજનો સૂર્ય અસ્ત. પામ્યો ! શું ક્ષત્રીમાંથી સતીત્વ નાશ પામ્યું ! શું ક્ષત્રી લોહીમાં પણ અનીતિએ પ્રવેશ કર્યો ! શું આ પરાધીનપણાએ કુલીન વધુઓના નીતિ હૃદય હણી નાખ્યાં ? શું સીતા રામચંદ્રેજ અને દમયંતી નળરાજાએજ પસંદ કરી ! શું આ હૃદય પરીક્ષામાં હું એક કાચો ને અજ્ઞાની નીકળ્યો ! અહાહા ! સંસાર સ્વપ્ન ! આહાહા ! કામદેવ ! તેં મારી પરીક્ષાને એબ લગાડી ! પણ બસ બસ જીવ, હવે એ કપટ મૂર્તિ કામિનીનો વિચાર કર માં, પણ મિત્રમણિ સામુ તો જો ! ! માથું કણુક્ષ કરી પડખે ઉભો રહયો ! ધન્ય છે મિત્ર તુંને ને તારા માતપિતાને ! એ કુલટા નારીના મુખપર ફીટકાર દેવા જે દિલમાં લાલસા રહી છે. તે જો પ્યારા પહાડસિંહ તુ આ વખતે હાજર ન હોત તો મારા મનની તો મનમા રહી જાત ! જીવના જોખમ સાટે જામીન થવું, એતો સતયુગના શરીરવિના થવું કઠિન છે ! આહાહા ! આવી અપ્રતિમ સન્મિત્રતાના ઉભરા અંતકરણમાં આવે છે તે શી રીતે વર્ણવું ! !

**લાવણી** (મુજે છોડ ચલા બનઝારા.)

પ્રિય મિત્રવિના હો ભાઈ, કોણ સોહોબત સાચવે આંહીં.—પ્રિય.
જે સાથ દીયે તે મિત્ર, જગ કહે પણ કરવું વિચિત્ર,

તેં કરી દેખાડયું ભાઈ, કોણ મહોબત સાચવે આંહી—પ્રિય.
ધન્ય ધન્ય મિત્ર છે તુજને, તુજ દેહ અરપી તેં મુજને;
તજી પુત્ર કલત્ર સગાઈ, કોણ મોહોબત સાચવે આંહી.—પ્રિય.
ધન્ય પહાડસિંહ તુજ જનુની, ધન્ય ટેક મિત્ર તુજ મનની;
મૃત્યના મુખમાં જાઈ, કોણ મહોબત સાચવે આંહી.—પ્રિય.
તેં જાણી દોસ્તની રીતિ, તેં જગત જણાવી નીતિ;
આ દિલ્હી શેહેરની માંહી, કોણ મોહોબત સાચવે આંહી. પ્રિય.
કદી હોય સહોદર ભ્રાતા, નહી રમે સાહસ જીવ જાતાં;
નહીં મળે જોડ તું જ કયાંઈ, કોણ મોહોબત સાચવે આંહી—પ્રિય.
બહુ તાલી મિત્ર જગ મળતા, કોઈ વ્યસન લાગથી ભળતાં;
નહીં મળે માઈ પૂત કયાંઇ, કોણ મોહોબત સાચવે આંહીં—પ્રિય.
કરવી તો મિત્રતા આવી, હું કહું છું જગત જણાવી;
બીજી નામ તણી મિત્રાઈ, કોણ મોહોબત સાચવે આંહી.—પ્રિય.
જો ક્ષત્રી પુત્ર હું સાચો, વળુ તુર્ત તહાંથી પાછો;
જો રજપૂત તન સાગાઇ, કોણ મોહોબત સાચવે આંહીં.—પ્રિય.

ત્યારે હવે પહાડસિંહને ઘેર જઇ રજા લેઇ લઉં! કેમકે આંહી બુંદીકોટાથી પાછો આવીશ, ત્યારે મિત્રને મળવા વખત નહિ મળે ને મુદ્દત પુરી થઇ રહી હશે! એટલુંજ નહિ પણ એ કાળા કર્મ કરવા વાળાનું મેં જોયા પછી સદ્ય પરલોકમાં પહોચવું એ બેહેતર છે; માટે આ છેલ્લી મુલાકાતનો સંયોગ તો હમણાંજ મેળવી લઉં (એમ કહી પહાડસિંહના ઘરપ્રતિ જાય છે.)

# પ્રવેશ ૩ જો.

## સ્થળ પહાડસિંહનું ઘર.

પાત્ર

**પહાડસિંહ, વિમળમતિ, વિજયસિંહ, ચાંપરાજ.**

**પહાડસિંહ**—(પોતાના ખાનગી ઓરડામાં એકલો બેઠો વિચારમાં તલ્લીન થઈને-સ્વાગત.)

(ગોપીચંદ ચરીત્ર તુંમ સુનોમેરે સુખરાશી. એ રાહ)
ખારી વાત! હાડા કેરી નારી હતી વ્યભિચારી,
કારણ આવી જિવ મિત્ર માથે મહા કષ્ટકારી;

દીનાનાથ દયા કરી દેશો, આરોપ ઉતારી,
મિત્ર વિકળ થઇને સ્વદેશ, જાય છે વિચારી.—આશી વાત.
એનું સત્ય પ્રગટ કરો ઇશ, પ્રભુ પાય લાગું,
સાચો ઠરે પણ આવે ન વ્હેલો, એ મુખથી હું માગું;
અક્ષય કિર્તિ આપો એને સાટે, દેહ જો ત્યાગું,
આવો નહીંરે મળેરે પ્રસંગ, થવું ઉપકારી.—આશી વાત.
શુદ્ધ સતી સોનરાણી, કરે ન કૃત્ય આવું,
મારા મનને વિશે નિરધાર, નક્કી હું કહાવું;
માટે મુદતનો આવશે દિન, કેમે હું ચુકાવું,
ફાંસીપર લટકે મુજ શીશ, જુએ એ નિહાળી.—આશી વાત.
આમાં પ્રપંચ છે પ્રભુ પુરો મુને એમ ભાસે,
સત્ય બોલી શ્રી જગદીશ તમારૂં ધાર્યું થાશે;
ખોટો પડશે તો મિત્રનું મરણુજ, નહીંરે જોવાશે,
માટે સાચો ઠરાવીને નાથ, મુદત દ્યો ઉતારી—આશી વાત.

(એ ગવાઇ રહ્યા પછી તેની સ્રીવિમળમતિ પ્રવેશ કરેછે.)

**વિમળમતિ**—પ્રાણનાથ, ગમગીનીમાં કેમ ડુબ્યા છો! તમારા મિત્રનું પછી શું થયું?

**પહાડસિંહ**—હા, એજ વાત, એ કમજાત ખુંદીકોટા જઈ ચાંપરાજની સ્રીનું પતિવ્રત ભંગ કરીને પાછો આવી પહોંચ્યો.

**વિજયસિંહ**—એતો પ્રપંચ કરી આવ્યો હશે.

**વિમળમતિ**—પ્રાણનાથ, એતો ચોખી બનાવટ છે! સોનરાણીમાં કલંક હોયજ નહીં!

**પહાડસિંહ**—પ્રિયા, એમાં પ્રપંચની વાત હોય એમ જણાતું નથી. કેમકે ચાંપરાજે પોતાનો કટાર તથા રૂમાલ જે તેણે સોનરાણીને પૂજાને માટે આપ્યાં હતાં, તે પણ લાવી એણે પાદશાહની પાસે હાજર કર્યાં, એટલુંજ નહિ પણ છેવટ તેની ડાબી જાંગપરનું એક ચિન્હ પણ એણે કહી દીધું, જેથી સૌને એ વાતનો પક્કો ઇતબાર આવ્યો, હવે મારો મિત્ર તેની સ્રીને મોઢાપર ધીટકાર દેવાને ખુંદીકોટા જાયછે, પણ ચાંપરાજના પાછા આવવા વિશે અવિશ્વાસથી પાદશાહે તે વાતની ના પાડી અને એમ ફરમાવ્યું કે તમારે બદલે જો કોઇ પોતાનું સિર કબુલ કરી જામીન થાય તો રજા આપું, તેથી પ્રિયા, મેંજ મારા દોસ્તને ખાતર મારૂં માથું

કબુલ કર્યુંછે, ને હું તેનો જામીન થયો છું, હવે વિજયસિંહ એમ કરે કે એની સાથે બુંદીકોટે જાય, ને તેણે રસ્તે એવો પ્રપંચ કરવો કે તેનો મુદત પ્રમાણે આવવામાં ઢીલ થાય, રસ્તે આજારી થાય, ઘોડેથી પડી જાય, પગ ભાગ્યાનો ડોળ કરે, મતલબ ગમે તેમ કરી એક માસની મેહેતલ મળી છે, તે ચૂકાવે, કેમકે તેમ થાય તો હું મારૂં માથું તેને બદલે અરપણ કરી દુનીયામાં મારી ખ્યાતિ કરી જાઉં એવી મારી ઇચ્છા છે.

**વિમળમતિ**—પ્રાણનાથ એતો બહુજ સારૂં કરો છો, એવા સુકૃતથી હું વિધવા થાઊં, તેનું મને જરાપણ દુઃખ થતું નથી, કેમકે એથી વધારે ઉત્તમ આ શરીરનું મૃત્યુ બીજું કયું હોય ! પણ મારી વિનતિ એટલી છે કે આપને બદલે મારૂં શિર અરપણ કરોતો સૌથી સારી વાત છે. કેમકે તો મારો સતી ધર્મ સચવાસે, નહિ તો આપ દેહ અરપણ કરશો તો વાંસે હું જીવવાની નથી, તો પછી ભરણ-પોષણનો આધાર આપના ઉપર છે ! તેનું શું થાશે !

**વિજયસિંહ**—અરે માતા, આતો ઘણુંજ નીતિનુ કામ કરે છે, આપણા આખા કુટુંબનો જાન કદી આ વાતમાં જાય તોપણ શું ! એક દિવસ મરવું તો જરૂર છે ?

**પહાડસિંહ**—ખરૂં કહેછે બેટા, મળમૂત્રની આ દેહ અર્પણ કરવાથી આવી અમૂલ્ય વસ્તુ નિર્મળ કીર્તિ પ્રાપ્ત થતી હોય તો તે તક ચૂકવીજ નહિ, કેમકે પૂર્વે શીબી અને હરિશ્ચંદ્ર રાજાએ રાજ ધન સર્વે અર્પણ કરીને યાવત્ ચંદ્રદિવાકરો કીર્ત્તિ સંપાદન કરી હતી, તેમજ રામચંદ્રે પિતુ વચન પાળીને, નળ દમયંતીએ હામથી વિપત્તિ સહન કરીને, પાંડવ જનોએ વનવાસનાં દુઃખો સંતોષથી સહન કરીને, તેમજ બીજા અનેક ઉદારાત્માઓએ આ ક્ષણભંગુર દેહના સુખનો મોહ છોડીને કિર્ત્તિ સંપાદન કરીછે, તેવીજ અક્ષય ને નિર્દોષ કીર્ત્તિ પ્રાપ્ત થવાનો મુને લાગ બન્યો છે, તો આ શરીર એવા જીવજહાન મિત્રને ખાતર બલિદાન કરી આનન્દિત થાઉં, એવી મારા મનમાં આતુરતા છે.

**વિજયસિંહ**—પૂજ્યપિતાજી, આ નીતિભાષણની જે પ્રસંશા થાય તે થોડી છે! બાપુ, મારા કાકા ચાંપરાજ જવાને તત્પર પણ થયા હશે.

**પહાડસિંહ**—ચાંપરાજ, હમણાંજ આંહી આવવા જોઇએ.

**ચાંપરાજ**—(પ્રવેશ કરીને) કેમ મિત્ર, તબિયતતો ખુશછે?

**પહાડસિંહ**—કેમ મિત્ર, હવે કયારે તે તરફ જવું ધાર્યુંછે? જઇને પ્રપંચનો પુરો તપાસ કરજો, એકદમ સાહસ કરશો માં, કેમકે શેરએકને હું અચ્છી રીતે જાણું છું. મહા લુચ્ચો છે, અને કદાચ સત્ય હોય તો એ કમજાત સ્ત્રીને પણ પૂરી સજાએ પહોંચાડવી.

**ચાંપરાજ**—એટલા માટે તો જાઉછું, પણ એ વાત એક બાજુ રાખી મિત્રના મુખપર કહેવું યોગ્ય નથી, તોપણ અંતઃકરણનો ઉભરો સમાવી શકતો નથી માટે કહુંછું તે માફ કરશો આવો વીરલાએજ આગળ બજાવેલ તેવો અપૂર્વમિત્ર ધર્મ બજાવી હું ન પહોંચી શકું તો તમારૂં માથું મારે બદલે કબુલ કર્યું તેનો બદલો વાળવા મુને પ્રસંગ મળવો નથી, એટલોજ માત્ર અફસોસ છે.

**પહાડસિંહ**—મિત્ર, હુંતો ઇશ્વરનો ઉપકાર માનુંછું કે મિત્ર ધર્મ બજાવવાનો આવો અનુપમ પ્રસંગ તેણે મને આપ્યો, ને તમારો ઉપકાર હું કયારે માનીશ કે એક માસની અંદર આંહી ન પહોંચી ત્રિલોકમાં દુર્લભ એવી કીર્તિ મને સંપાદન કરવા દેશો.

**ચાંપરાજ**—મિત્ર, હવે આ વખતે હું કાંઈ કહી શકતો નથી, પણ જલદી બુંદીકોટથી આવીશ.

**પહાડસિંહ**—મિત્ર, તું એકલો જાયછે, માટે સાથે વાતચીત કરવા પુત્ર વિજયસિંહને લઈ જાય તો?

**ચાંપરાજ**—વિજયસિંહને નાહક શા માટે હેરાન કરવો જોઇએ?

**પહાડસિંહ**—તેને મોકલવા મારો નિશ્ચય છે, માટે તેમાં તમારે ના ન કહેવી. રસ્તામાં તમને બહુ ઉપયોગી થશે.

**ચાંપરાજ**—સારૂં ત્યારે તમારી મરજી!

**વિજયસિંહ**—(જવા તત્પર થયો હોય તેમ) કાકા તમે સ્વાર થઇને આવો, ત્યાં હું આંહી તૈયાર થઈ રહું છું.

**પહાડસિંહ**—(ચાંપરાજ ગયા પછી) પ્રિયા, ચાલ હું પણ શિવ પૂજન કરી થોડે સુધી ચાંપરાજને વોળાવી આવું.

( એમ કહી તે પણ બંને ઉઠે છે. )



# चांपराजहाडो ने सोनराणी.

## नाटक सप्तांकि.

## અંક ૫ મો.

સ્થળ—બુંદીકોટા.

પાત્રજન.

ચાંપરાજ............................બુંદીકોટાનો રાજા.

વિજયસિંહ............................પહાડસિંહનો દીકરો.

સોનરાણી............................ચાંપરાજની રાણી.

સુબોધા<br>સંગીતભદ્રા } ....................સોનરાણીની દાસીઓ.

સુમતિ............................ચાંપરાજનો પ્રધાન.

વિશાળમતિ............................પ્રધાનનો પુત્ર.

સુળરાજ............................ચાંપરાજનો પુત્ર.



# અંક ૫ મો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—અંતઃપુર.

પાત્ર—ચાંપરાજ, સોનરાણી, સુબોધા, સંગીત ભદ્રા.

**સોનરાણી**—દાસી, કાલરોજ મારા પ્રાણનાથની જન્મતિથિ છે, તેથી શિવપૂજન મારે આખો દિવસને રાત્રિએ કરવું છે, સારાં સારાં પુષ્પ, અબીલ, ગુલાલ, ધુપદીપ પૂજનનાં સર્વ સાહિત્ય તૈયાર કરજે.

**સુબોધા**—હા, બાઇસાહેબ, એ વાતમાં આપની કૃપાથી કોઇ દિવસ ગફલત થઈ નથી, ને થવી પણ નથી, પણ આપને માટે ખાનપાનના શું પદાર્થ તૈયાર કરવા છે.

**સોનરાણી**—દાસી, કાલ ફલાહારનો વખત પણ મુંને નહિ મળે, કેમકે રાત્રિનો સમય મારા પ્રાણપતિને આયુષ્ય વર્ધક ઇશ્વર સ્તુતિમાં ગુજરશે, તેથી કાંઈ પણ ભોજન તૈયાર કરીશ નહિ.

**સુબોધા**—બાઇ સાહેબ, પતિ પ્રત્યે આવી ભકિત ત્રણ લોકમાં કોઇ સ્ત્રી જાતની નહીં હશે.

**સોનરાણી**—દાસી, આપણા પરમેશ્વર પતિછે, તેની સેવા પૂજા જે ન થાય તે થોડી છે, હું વધારે શું કરૂં છું, શાસ્ત્રમાં જે સ્ત્રીના ધર્મ લખ્યા છે, તેમાંનું આપણાથી કાંઇ નથી બનતું; બધી વ્રત વિધિઓ પાળવી ઘણી કઠિન છે.

**સુબોધા**—બાઈ સાહેબ, ત્યારે મહારાજ આંહી હોય છે ત્યારે આ બધી વ્રત વિધિ અલ્પ કેમ કરી નાખો છો ?

**સોનરાણી**—દાસી, આપણા સ્વામી જ્યારે પ્રત્યક્ષ હાજર હોય ત્યારે તેવાં વ્રત ઉપવાસની જરૂર નથી, ત્યારે તો પ્રાણનાથની પ્રસન્નતા અનુસાર વર્ત્તવું એજ આપણું કર્તવ્ય છે જો શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

## શ્લોક.

**नास्तियज्ञांस्त्रिय:किंचिन्नव्रतंनोपवासकम्**
**यातुभर्तरिशुश्रूषातयास्वर्गंजयत्यसौ.**
**भर्त्तादेवोगुरुर्भर्ताधर्मतीर्थव्रतानिच**
**तस्मात्सर्वंपरित्यज्यपतिमेकंभजेत्सती.**

### અર્થ.

ખરેખર સ્રીને ભરથારની સેવા પૂજા કરવી તે તુલ્ય કોઇ યજ્ઞ નથી, કોઇ વ્રત નથી કે કોઇ ઉપવાસ નથી, પોતાનો સ્વામી, એજ તેનો દેવ, તેનો ગુરૂ, તેનો ધર્મ, તેનું તીર્થ, તેનાં વ્રત પણ તેમાંજ છે, તે માટે સતી સ્રીએ અવર સર્વનો ત્યાગ કરીને એક પતિનેજ ભજવો (એટલે તેની સેવા ચાકરી નામ સ્મરણને આજ્ઞાનુંસાર વર્તણુંક રાખવી.) પણ દાસી હવે પૂજાને વિલંબ થાય છે, માટે તાકીદ રાખ

### હીંડી.

સુણ દાસી આજે કર તું સૌ તૈયારી,
પ્રાણપતિ તણી જન્મ તિથિ પ્યારી;
શિવ પૂજન માટે રાખજે શુદ્ધ વારી, સુણ.

ગવરી પૂજન મારે કરવું પૂરણ ભાવે,
પ્રાણપતિને એતો સઘ આંહીં મેળાવે:
નોકરી મુદ્દત એની અંબાજી મટાવે. શુણ.

નિર્જલો કરૂં ઉપવાસ આજે દાસી,
ધ્યાન પતિના સાથે ગાઊં સ્તુતિ ખાસી;
આયુષ્ય દીર્ઘ એને આપેરે અવિનાશી. શુણ.

દાન વિધિ સફળ રાખ તેનું જ્યારે,
વિપ્ર સુપાત્રને ઘાર જઈ આ વારે;
દાન કરવાં પ્રિતે પ્રાણ પતિનાં મારે. શુણ.

**સંગીતભદ્રા**—(એટલામાં પ્રવેશ કરીને) બાઇસાહેબ, શીવ-પૂજન સામગ્રી સર્વ તૈયારછે આપ સ્તુતિ ગૃહમાં પધારો.

**સોનરાણી**—બહુ સારૂં. ચાલો આવું છું.

( એમ કહી ત્યાંથી ઉઠી સ્તુતિ ગૃહમાં જાય છે, )

**ચાંપરાજ**—( વિજયસિંહની સાથે અંત:પુરની વાટીકામાં એક બાજુ છુપા પ્રવેશ કરતાં ) પુત્ર, દિલ્હી છોડ્યાં વીસ દિવસ થઈ ગયા, હવે માત્ર દસ દિવસ રહ્યા છે; તે દરમ્યાનમાં દિલ્હી ન પહોંચાય તો તારા પિતાનો શિરચ્છેદ અવસ્ય થાય તો, પછી દુનિયામ મારૂં જીવવું વૃથા છે. તેં રસ્તામાં બહુ વિલંબ કરાવ્યો !

**વિજયસિંહ**—કાકા ! આપે એ બાબતની ચિંતા કરવાની નથી, આપના બદલ મારા પિતાશ્રીનું શિર જાય તો તો અમારી અમર કીર્તિ થઇ જાય; મિત્રને માટે પ્રાણ સમર્પવા એ મોટી વિસાત નથી.

**ચાંપરાજ**—બેટા, તારે મન મોટી નથી પણ મારે મન બહુ મોટી છે, જેવી રીતે તારા પિતાએ મારા માટે જોખમ ઉઠાવ્યું છે તેવી રીતે જો હું હાજર ન થાઉં તો હું સન્મિત્ર નહિ પણ કુમિત્ર ગણાઉં, એટલાં માટે અહીં બહુ વખત નહિ રોકાતાં તરતજ ચાલી નીકળવા મારો વિચાર છે. માટે તું અહીં ઉભો રહે, દરમ્યાનમાં જે કામ માટે હું આવ્યો છું એ કાર્ય પૂર્ણ કરી હમણાં આવું છું.

**વિજયસિંહ**—બહુ સારૂં. (ચાંપરાજ જાય છે)

**માળી**—(પ્રવેશ કરી, વિજયસિંહને જોઇ) હજુર ! આપ કોણ છો ! આ અંત:પુરનો બગીચો છે તેમાં શી રીતે દાખલ થયા? ચોકીયાતો દેખશે તો શિક્ષા કરશે, માટે જે રસ્તેથી આવ્યા હોય તે રસ્તે પાછા ચાલ્યા જાઓ. અહીં તમારી કોઈ ઉમેદ બર આવે એ સમજવું નહિ, અમારાં મહારાણી મહા પતિવ્રતા છે, પર પુરૂષનું મુખ પણ જોતાં નથી, તો તમને ઉદ્યાનમાં જોશે તો મહા અપમાન થશે.

[વિજયસિંહ—બેસ બેસ ! જોઈ તારી મહારાણી !! એના પાપે તો મારા કાકા ચાંપરાજ મોતના ભોગ થયા છે, અને એટલા માટેજ એને ફીટકાર દેવા દિલ્હીથી અમે અત્રે આવ્યા છીએ; એ અંદર ગયા છે અને હું એમની આજ્ઞાથી અત્રે રાહ જોતો ઉભો છું

માળી—(આશ્ચર્ય થઇ) શું અમારા મહારાજા પધાર્યા છે! અમારાં મહારાણી માટે તમે જે બોલ્યા તે બિલકુલ વગર વિચાર્યું બોલ્યા છો, લાચાર છું કે તમે મહારાજાની સાથે છો એટલે કશું કહેતો નથી, નહિતર મહાદેવી સંબંધના તમારા અપમાન સૂચક શબ્દો હું સહન કરત નહિ. પણ ભાઇ, જણાવશો કે અમારાં બાઈ સાહેબને લીધે મહારાજ મોતના ભોગ કેવી રીતે થયા છે?

[વિજયસિંહ—નામદાર અકબર બાદશાહે પોતાના દરબારમાં એવો સવાલ મૂકયો કે, જેની સ્ત્રી પતિવ્રતા હોય તેણે જાહેર કરવું, જે ઉપરથી હાડાજીએ ઉભા થઇ પોતાની રાણી પતિવ્રતા છે એવું જાહેર કર્યું

માળી—યોગ્ય કર્યું, તેવાંજ અમારાં બાઇ સાહેબ છે.

[વિજયસિંહ—તમારાં બાઇ સાહેબ તેવાં છે તે અમે જાણ્યું, હાડાજીના ગર્વયુક્ત વચનો સાંભળી બાદશાહનો શેરબેક નામનો એક અમીર હાડાની રાણીનું પતિવ્રત ભંગ કરવાની પ્રતિજ્ઞા લેવા તૈયાર થયો; જે ઉપરથી એવી શરત કરવામાં આવી કે જો તે પતિવ્રત ભંગ ન કરે તો તેનો શિરચ્છેદ કરવો અને ભંગ કરે તો ચાંપરાજનો શિરચ્છેદ કરવો, એ પ્રમાણે મુકરર કરી શેબેરક અત્રે આવ્યો અને હાડી રાણીનું શિયળ ભંગ કરી ત્યાં આવ્યો; ખાત્રીમાં તમામ નિશાનીઓ રજુ કરી જે હાડાજીએ કબુલ રાખી તેથી શિરચ્છેદની શિક્ષા નામદાર અકબર શાહે ફરમાવી છે.

માળી—ગજબ થયો ! અત્રે કોઇ કંઈ જાણતું નથી, શેરબેક નામનો અમીર અત્રે કોઇ આવ્યો નથી; આ બધી બનાવટ છે.

[વિજયસિંહ—બનાવટ કે સાચની હમણાં ખબર પડશે, મારા હાડા કાકા બહાર આવે એટલી વાર છે,

માળી—પરમાત્મા એમના હાથથી સાહસ ન કરાવે નહિતર નિર્દોષ માર્યાં જશે! આપ એમની સાથે આવ્યા છો, તો શું તમે એમના નોકર છો?

**વિજયસિંહ**—નહિ હું નોકર નથી પણ એમના મિત્ર પહાડસિંનો પુત્ર છું. એક માસની મુદ્દત હાડાજીને મારા પિતાજીની જામીનગીરીથી મળી છે, તે મુદત ચૂકાવી મારા પિતા મિત્ર ધર્મ બજાવવા ઇચ્છા રાખે છે; એટલા માટેજ એમણે મને હાડાજી સાથે મોકલ્યો છે. અહીં આવતાં વીસ દિવસ તો મેં કરાવ્યા છે પણ હવે દસ દિવસ બાકી રહ્યા છે, દરમ્યાનમાં પહોંચવું મુશ્કેલ છે.

**માળી**—ધન્ય છે તમારા પિતાના મિત્ર ધર્મને! મહારાજ પાછા પધારે તેટલો વખત મારી ઝુંપડી પાવન કરશો અને મારો અતિથિ સત્કાર સ્વીકારશો ?

**વિજયસિંહ**—સ્વામીના ગુણો સેવકમાં ઉતરે એ તારાથી હું અનુભવું છું, ભલે ચાલ હું આવું છું. (બન્ને જાય છે)

---

# પ્રવેશ ૨ જો.

## સ્થળ—પૂજન ગૃહ.

### પાત્ર

### સોનરાણી, દાસીઓ, ચાંપરાજ, મૂળરાજ.

### ગરબી.

**સોનરાણી—**

પ્રિય કરો શંભુ નાથ (૨) સરવદા શુભ મમ સ્યામનું.
ક્ષેમ દીયો દીન રાત (૨) રટણ કરૂં જેના નામનું, પ્રિય.
મારા પ્રાણ આધાર (૨) પરાધીનપણું ભોગવે.
તે કૃપાથી કરો દૂર (૨) જેમ સ્વતંત્રતા જોગવે. પ્રિય.
જન્મ તીથીનાં પુજન (૨) સફળ કરો આવાં સર્વદા,
થાઓ વિજયી એ રાજ (૨) હરો હાડા છત્ર આપદા. પ્રિય.

**ચાંપરાજ**—( નેપથ્યમાં ) બારણું ઉઘાડો, બારણું ઉઘાડો, કોણછે અંદર! બારણાં જલદી ઉઘાડો!!

**સોનરાણી**—(જોસભર સાદથી જરા અજાયબ થૈને તથા સાદપણ ઓળખવાથી વિસ્મય પામીને) દાસી, એકદમ બારણું ઉઘાડ. એતો સાદ પ્રાણનાથનો લાગે છે. આ વખતે વહેલા આવ્યા.

સુબોધા—હા, બાઇસાહેબ, એતો માહારાજ પધાર્યા જણાય છે, માટે જઇ ઉઘાડુંછું. (તે જઇ બારણું ઉઘાડે છે.)

ચાંપરાજ—(પ્રવેશ કરીને) અરે કમજાત! દુષ્ટ, નફ્ટ, લંપટ! ક્યાંછે મારો કટારને રૂમાલ! લાવ જલદી! મારે જોઇએ છીએ.

સોનરાણી—( આવી ક્રોધ મુદ્રાને કઠોર વચન પ્રહાર આકસ્માત સાંભળી ભયભીત થઇને ) અહો! પ્રાણનાથ! આપ આમ એકદમ વ્યગ્રચિત્ત થઇને શું આવ્યા છો. મારા પ્રાણાધાર! કાંઇ કારણ બન્યુ છે, મને વાતતો કરો તો તેનો ઇલાજ કરીયે!

ચાંપરાજ—અરે તું બીજી ત્રીજી વાત છોડી દે, જે માંગુંછું તે વસ્તુ હાજર કર, નફ્ટ લંપટ સ્ત્રીનો તે વળી વિશ્વાસ હોય!! (ક્રોધના આવેશમાં તલવાર મ્યાનમાંથી કાઢી મારવા જાય છે ત્યારે દાસીઓ આડી પડી તેના હાથ ઝાલી રાખીને.)

સુબોધા
સંગીતભદ્રા } રાગકલ્યાણ.

હાડાજી શું કરો સાહસ આ, પતિવ્રતા એ છે નારીરે. હાડાજી.
શુદ્ધ ભક્તિ તમ પ્રત્યે મહારાજ, સાચવીછે ટેક એણે સારીરે. હાડાજી.
ક્રુર દ્રષ્ટિએ નહિ જુઓ કૃપાનાથ, નીતિ મારી બાઇને છે પ્યારીરે હા.
ખાંડાની ધારે પાળે પતિવ્રત, રહ્યાં છે છ માસ વ્રત ધારીરે. હાડાજી.

સોનરાણી—પ્રાણપતિ, એ કટાર તથા રૂમાલ આપની ફૂઇબા ચોહા રોજપર જેસલમેરથી અત્રે આવ્યાં હતાં, તેણે બહુ આગ્રહ કરી કહ્યું કે મારાં છોકરાંને વાસ્તે એ વસ્તુ આપ, તેથી તમારી ફૂઇબાને માઠું ન લગાડવા મેં તે તેને આપી દીધાં છે.

ચાંપરાજ—અરે વ્યભિચારીણી, મારે ફૂઇ છેજ ક્યાં! આ શું! બનાવટ કરી બોલે છે? કમજાત! જ્યારે તારૂં દિલ પવિત્ર સમજી મેં દિલ્હી પાદશાહની આગળ હોડ કરી ત્યારે આમ થયું? ધિક્કાર છે, તુંને! તારી જાતને! તારા સ્નેહને! ને તારા નામને! સોઢા રજપૂતોમાં આવી કુલટાઓ ઉત્પન્ન થતી હશે, તેની મુંને ખબર નહોતી, નહિતો હું તારૂં પાણી મહણુંજ શાને કરત! અરે મારી કિર્તિના પૂર્ણ ચંદ્રને અંધકાર પમાડનારી વાદળી હવે જલદી અદ્રશ્ય થા. અરે આ પવિત્ર બુંદીકોટાની ભૂમિપર આર કર્તી કલંક રૂપ ચાંડાળી નારી જલદી નષ્ટ થઇ ચાલી જા. અરે

પાતકી નીચ દુરાચારી વિશ્વાસઘાતી વિષયાસક્ત દુર્બુદ્ધિ! તેં મને ભરતખંડના ચક્રવર્તિ મુગલ બાદશાહની કચેરીમાં ખોટો પાડયો!! તારા આવા પતિત હૃદયની મુંને પ્રથમથી પરીક્ષા ન પડી! બસ આ મારી છેલ્લી મુલાકાત છે! મારા હૃદયની આગ શાંત કરવા માત્ર આ ચાર શબ્દ ધીટકારનાજ બસ છે.

**મૂળરાજ**—(પ્રવેશ કરીને) પિતાજી, આ શુ સાહસ કરો છો! મારાં માતાને વગર તજવીજે કલંકિત કરો છો એ શું આપને યોગ્ય છે?

**ચાંપરાજ**—તજવીજ કરવી હવે શું બાકી રહે છે, જે તું મને શિખામણ આપે છે, તારી માએ મારા આપેલા કટાર રૂમાલ એના યારને ભેટ કરેલા તે બાદશાહ પાસે રજુ થયાં, છતાં તારી મા ખોટું બોલી મને ઠગે છે કે તમારાં ફૂઇબાને મેં એમના માગવાથી આપી દીધાં છે. કેવી અધર્મી!

**મૂળરાજ**—પિતાજી, કેટલીકવખત નજરે જોએલી વાત પણ ખોટી પડે છે, મારાં બાઇજી જે કહે છે તે સત્ય છે; જેસલમેરથી ફૂઇબા અહી આવ્યાં હતાં અને તેમને કટાર રૂમાલ આપતાં મેં નજરે જોએલાં છે.

**ચાંપરાજ**—પણ મારે ફૂઇજ કયાં છે! કેવી બનાવટ કરી આ દીકરો બોલો છો!!

**મૂળરાજ**—ફુઇ નથી તો ફુઇ આવ્યાં કયાંથી?

**ચાંપરાજ**—કોઇ કુટણીને તારી માએ ફુઇ બનાવી તુંને છેતર્યો જણાય છે!

**મૂળરાજ**—આ વાત તમે શું કરો છો! ભ્રાન્તિ રૂપ વાદળી તમારી મતિપર છવાઈ ગઇ છે, જેથી સૂર્યનો સ્વચ્છ પ્રકાશ તમે જોઇ શકતા નથી; શિરછત્ર, હું સત્ય કહું છું, આપ પાછળથી પસ્તાશો.

**ચાંપરાજ**—તારી માની અનીતિ તારામાં દાખલ થઇ જણાય છે, તું મારો ફરજંદ નથી, નહિતર આવી અસત્યવાદીનો પક્ષ કદી કરત નહિ.

મૂળરાજ— • આશ્વન.

નવ ઘટે વડીલ તુચ્છ આવું બોલતાં!
વણુ વિચાર વાત નહિ આપ તોળતા;
અંધ અતિ મંદમતિ થઇ છે આપની.—નવ.
મારાંરે શુદ્ધ સોન માતુને ધિક્કારતાં,
પસ્તાશો પિતુ પાછળે અંધ ચક્ષુ ખોલતાં;
અંધ અતિ મંદમતિ થઇ છે આપની.—નવ.

સોનરાણી—(અતી રૂદન સાથે ડુસકાં ભરતી) પ્રાણાધાર, મારી વાત તો સાંભળો, મુને બે શબ્દ બોલવાનો દો! પછી દોષીત હોઊં તો સુખેથી મારૂં માથું કાપી ચાલ્યા જાઓ, અગર ન સાંભળો તો હમણાંજ મારો શિરચ્છેદ કરતા જાઓ! પણુ વચન પ્રહાર ન કરો.

(ચાંપરાજ તે આજીજીપર બીલકુલ લક્ષ ન દેતાં ચાલ્યો જાયછે ને સોનરાણી હર હર શંકરા!! કહી ધરણી ઢળી મુર્છીગત થાય છે, ને દાસી તેને સાવધ કરી બેઠાં કરે છે. મૂળરાજ રાજા પાછળ જાય છે.)

સોનરાણી—(અતી આક્રંદની સાથે)

**પીયુને તજાવનાર વેરી અંલકાર.** એ રાગ.

અચાનક આ શો કોપ કીધો કીરતાર,
કલંક વાદળું ક્યાંથી આવ્યું હું પરે. • અચાનક.
ચૂકી નથી કદી મારો ધર્મ હું જરા,
ભૂલી નથી વૃતિમાં જાણે માતુ ધરા. અચાનક.
શું આવ્યા સ્વામિને શુંરે ચાલ્યારે ગયા,
આંખમાં વરસે ઝેર નોતીરે દયા. અચાનક.
પતિવ્રત ભંગ પ્રભુ ક્યારે મેં કીધું,
સાક્ષી હૃદયના તમે જાણો છો બધું, અચાનક.
જનમ ધરીને આજ સુધી મારી ટેક,
પર પુરૂષનું મુખ જોયું નથી છેક. અચાનક.
જ્યારથી રાજા ગયા છે દિલ્હીપતી પાસ,
* ખાનપાન તજ્યાં કેવી રહ્યું હુલાસ. અચાનક.
એક નિષ્ઠા હાડારાજા નામ હું જપું,
સતિની જોગીણી ઉપવાસીમાં ખપુ. અચાનક.
સુવર્ણ ઘરેણું નથી ધારણુ કર્યું.

મિષ્ટ અન્ન નામે નથી મુખે મેં ધર્યું. અચાનક.
નથી અરીસામાં મુખ જોયું કોઇ કાળ,
કોણે છેટું પડાવ્યું ઉઠાડી અંતર ઝાળ. અચાનક.
નિરદોષી અબળાને શો પ્રભુ આ માર,
સ્વપને કર્યો નથી મેં જરરે વિચાર. અચાનક.
પુત્રી તમારીની પ્રભુ લેજોરે સંભાળ,
આપઘાત કરી હવે આણે એનો કાળ. અચાનક.

સુબોધા
સંગીતભદ્રા } મુઝે છોડ ચલા બનઝારા. એ રાહ.

બાઈ ભક્તિ સાચી તમારી, છે જગ કર્ત્તાને પ્યારી; બાઈ.
તમે પતિવ્રત પુરૂં પાળો, દમી દેહ નિયમમાં ગાળો;
કેમ પ્રભુ તે જશે વિસારી, છે જગ કર્ત્તાને પ્યારી. બાઇ.
આ ધર્માચરણ તમારૂં, જોઈ ચકિત થાય દિલ મારૂં;
હું નજરે રહું નીહાળી, છે જગ કર્ત્તાને પ્યારી. બાઇ.
તમે રટી છે પતિ ગુણ ગીતા, તમે પગ ધોઇને પીતાં;
પછી ભોજન કરો વિચારી, છે જગ કર્ત્તાને પ્યારી. બાઈ.
આ વાત વધી કાંઇ મોટી. પ્રભુ ભલે કરેરે કસોટી;
તેવી છે તમ તૈયારી, છે જગ કર્ત્તાને પ્યારી. બાઈ.
જોઈ ટેક તે આવી તમારી, વરતે જગમાં અન્યનારી;
તમે આપો મોક્ષની બારી, છે જગ કર્ત્તાને પ્યારી બાઇ.
હવે વિલાપ બાઇ છોડો, હવે ઉપાયમાં ચિત જોડો;
ખરી વાત જાય છે મારી, છે જગ કર્ત્તાને પ્યારી. બાઈ.
કોઈ શોધી કાઢો યુક્તિ, જેથી આરોપની થાય મુક્તિ;
આંહી બેઠે થાય ખુવારી, છે જગ કર્ત્તાને પ્યારી. બાઈ.

**સોનરાણી**—(એ સાંભળી જરા હુંશીઆર થઇને) અરે દાસી, હવે તું જલમાં જઇ કાંઈ તજવીજ કરી આવ કે આ બનાવ શી રીતે બન્યો છે, રાજાજી શું એકદમ આંહી આવ્યા ! શું મને વાકપ્રહાર કરી ચાલ્યા ગયા ! હવે મહુલત કે ઢીલ કરવાનો સમય નથી !

**સુબોધા**—બાઇ સાહેબ, હમણાં તજવીજ કરી આવી હાજર થાઉં છું. (જાય છે.)

**સોનરાણી—** • રાગ આશાગોડી

સહાય થશો જગ કર્ત્તા, સંકટ વિશે સહાય થશો જગ કર્ત્તા;
હું રે પતિવ્રત કદી નવ ચૂકી, ધર્મ મારો સૃષ્ટિ ધર્ત્તા. સંકટ.
અનેક સતીનાં સત તણી રક્ષા, કીધી પ્રભુ દુઃખ હર્ત્તા, સંકટ
કોણુ આરોપ આ અધરથી લાવ્યું, કોણે ભરમાવ્યા મુજ ભર્ત્તા સંકટ.
શુદ્ધ કંચન ભકિત સ્પષ્ટ કરી છે, પ્રગટ કરો જગ કર્ત્તા. સંકટ.
દાસી તમારી હું છું મુરારી, આપ આશ્રયમાં છે સ્થિરતા. સંકટ.

**સુબોધ**—(પ્રવેશ કરીને) બાઇ સાહેબ, મેં બહાર તજવીજ કરી તો એવા ખબર મળ્યા કે રાજાજીએ દિલ્હી પાદશાહથી કાંઇ શરત કરી છે, અને તેમાં રાજાજી ખોટા પડયા છે, અને તેમાં માથું આપવાની શરત કરીછે. એ ખબર એક આદમી મહારાજની સાથે આવેલ તેણે આપ્યા. આપણા માણેકશાના દીકરા મોતીની સાથે વાત કરી તે રાજાજી ભેળો ચાલ્યો ગયો.

**સંગીતભદ્રા**—(પ્રવેશ કરીને) બાઇ સાહેબ, બરાબર ખબર લાવી છું

**સોનરાણી**—દાસી, શું છે, તે જલદી કહે?

**સંગીતભદ્રા**—બાઇસાહેબ, મહારાજ આંહીથી એકદમ વળી નીકળ્યા, ને ગામમાં ઘોડો દોડાવતા ચાલ્યા ગયા, ત્યારે આપણા ગામની કળાવંતી ગુણિકા તેમની પાછળ ગઈ, ને એમને આવવા જવાનું કારણ બધું પૂછતાં સંક્ષેપમાં કહી દેખાડયું કે દિલ્હી પાદશાની પાસે હોડ થયેલી; તેમાં હાડાજીએ તમે પતિવ્રતા છો એવું જાહેર કરી ખોટા પડે તો દેહાંતદંડની શિક્ષા, એવો કરાર લખી દીધો હતો, તેમાં એક મીયાં શેરબેકના પુરાવાથી તેઓ ખોટા પડયા, અને તમને આંહી મુખપર ફીટકાર દેવાને આવવા પાદશાહની પરવાની માગી, પણ તે એમ ન મળતાં તેમના મિત્ર પહાડસિંહે પોતાનું માથું એ મુદત પ્રમાણે આવી ન પહોંચે તો આપવું એમ કબુલ કર્યું, તેથી રજા મળી અને આંહી આવી આમ કરી એકદમ ચાલ્યા ગયા! આવો બનાવ બન્યો છે, તે ખુદ કળાવંતીને મોઢેથી મેં સાંભળ્યો અને તેમની સાથે આવેલા આદમીએ આપણા બગીચાના માળીને પણ એવીજ વાત કરી છે.

ગાયન.

હાય હાય! દાસી કહે શી આ વાત! શું હું તે બલિ
ચારી કરૂં રે.

મારી પૃથ્વીમાં કરૂં ઉત્પાત.—શું હું તે.
કોણુ કાઢે એવો નીચ મુને બોલ,—શું હું તે.
એની જીવતાં ઉતારૂં હું તો ખોળ.—શું હું તે.
હાય હાડ કરૂં એનાં ચકચૂર,—શું હું તે.
સો સો હાથીનું છે રોમ રોમ શૂર—શું હું તે.
કરૂં પૃથ્વીને ઉલટ પુલટ,—શું હું તે.
હવે દેખાડું હું ક્ષત્રી નારીવટ.—શું હું તે.
હાય! જઈ કરૂં દિલ્હી પાયમાલ,—શું હું તે.
ચાંપી બાદશાહને પહોંચાડું પાતાળ—શું હું તે.
જેવી લાલબાએ દેખાડી કટાર,—શું હું તે.
એવો વરતાવું કેર એક હાર—શું હું તે.
વીરમતિને રાણકદેવી નાર,—શું હું તે
અસ્ત થઇ નથી ક્ષત્રી સિંહબાળ—શું હું તે.
પતિ છોડવી જો આવું તત્કાળ,—શું હું તે.
ત્યારે સાચી રજપુત કુળબાળ—શું હું તે.

**સુબોધ**—બાઇસાહેબ, ત્યારે હવે કેમ કરશું? કળાવંતિને દિલ્હી મોકલીએ તો?

**સંગીતભદ્રા**—એકદમ હાડાજી ગયા માટે મુદત લગભગ હશે!

**સોનરાણી**—દાસીજનો, ધીરજ રાખો, જાતે દિલ્હી ગયા વગર ખરા ખોટાની ખબર નહિ પડે!

**સુબોધા**—તે ખરૂં, પણ બાઇ અંતઃપૂરમાંથી તમે કદી બહાર * પગ દીધો નથી, અને આ કામમાંતો ઘણીજ હુશીયારીની જરૂરછે.

**સંગીતભદ્રા**—હા, બાઈસાહેબ, દેશાટણની શક્તિ વાક ચાતુરી, અને યુક્તિ બહુ જોઇયે? તે સંપૂર્ણ આપમાં છે ખરૂં, પણ અંતઃપૂરની બહાર ઉપયોગ કદી—

**સોનરાણી**—દાસીજનો, હવે શરમનો પડદો હું એક બાજુ મકું છું, અને પ્રતિજ્ઞા કરૂંછું કે આ કલંકથી જ્યારે મુક્ત થાઉં ત્યારે તે ઓઝલનો પડદો ધારણ કરીશ, અને પ્રતિજ્ઞા પૂર્ણ નહિ થાય તો પ્રાણ ત્યાગ કરીશ!

**સુબોધા**—બાઈ સાહેબ‌ે પ્રતિજ્ઞા આકરી લીધી, પણ તે સાચી કરવા શું પ્રયત્ન કરશું ! નીકર અમારા પ્રાણ ક્યાં પાછળ રહેવાના છે ! અમારાં બનેના પ્રાણ અરપણ થતાં તમે સાચા ઠરો એ અમારી ઇચ્છા છે !

**સોનરાણી**—હવે હિમ્મત રાખો ! જરા પણ ગભરાશો નહિ. હું છું નારી જાત, તો પણ હવે અમારા રજપૂતના લોહીનું કામ છે ! માટે આપણે શી રીતે કામ પાર પાડવું તે વિચારો !

**સંગીતભદ્રા**—ગમે તેમ કરી પાદશાહની રૂબરૂ થવાય, ને ખરી હકીકત તેને જાહેર થાય તો કાંઇ પણ બની શકે ! કહોતો આં ખૂબ દ્રવ્ય ખરચી તંત્ર ચલાવીએ !

**સુબોધા**—દ્રવ્યથી તુરત ભેળું થવું મુશ્કેલ છે ! આજ કાલ અકબર બાદશાહની રીતી પ્રમાણે તો કોઇ હુનરથી ભેળું થવાય ! એવો હુનર આપણી પાસે શું ?

**સંગીતભદ્રા**—હા, ધર્માચાર્યો, કવિજનો, તમાશગીરો તુરત મળી શકે છે, માટે આપણે એવા કોઇને સગ લઇયે તો !

**સુબોધા**—તો બહુ સારું છે !

**સોનરાણી**—ત્યારે હું રાજાજીને રંજનાર્થ જે ગાનતાન નૃત્ય શીખીછું, તે ત્યાં ચલાવું તો !

**સુબોધા**—(સંગીતભદ્રા પ્રતિ) સંગીતભદ્રા! આતો ગજબની હિંમતનાં વચન કાઢેછે ! એકાએક આટલે દરજે કરવા તૈયાર થાયછે ! (સોનરાણી પ્રતિ) બાઇસાહેબ એમ કહેતાં અમારી જીભ ન ઉપડે ! રાજાની રાણીને ઉઠી આવી હિમ્મત નાંખવી, એતો મહા દુર્લભ છે !

**સંગીતભદ્રા**—આપે શુરાતનથી એ કામ બજાવવાનું છે !

**સોનરાણી**—પ્રાણપતિનાં રક્ષણ અર્થે એ કળા ઉપયોગમાં ન લઉં, તો પછી શ્રમ કર્યોજ વ્યર્થ છે ! આપણે તાબડતોબ કામ લેવું છે, પાદશાહની મુલાખાત લીધા વગર છુટકો નથી ! અને જેવી આ કળા માણસના ચિત્તને આકર્ષણ કરેછે, તેવી બીજી થોડીજ

કરેછે ! માટે મારોતો નિશ્ચયછે કે ખુદ મારે વારાંગના બનવું. અને આ કામમાં મારે મારૂં સઘળું ચાતુર્ય વાપરવું, પછી ફતેહમંદ થવું કે નહીં એતો શ્રી જગદીશ્વરના હાથમાં છે, અને તે સત્યનો બેલી સહાય કેમ નહિ કરે !

**સુબોધા**—અહા હા ! અબળા જાતમાં આવી શૌર્યની ચમત્કૃતિ કયાંથી પ્રગટ થઇ ! ગજબ હિંમત બાંધે છે !

**સંગીતભદ્રા**—બાઇ એથી સતી ધર્મમાંતો બાધ આવશે નહિ ના?

**સોનરાણી**—દાસી એથી મારા પતિવ્રત ધર્મમાં કે પવિત્ર ધર્માચરણમાં બાધ આવે એવું સ્વપ્નેય ન સમજવું ! જો કોઈ પુરૂષને શુળ લાગી હોય ત્યારે બીજી શુળથી તે કાઢી નાંખે છે, ને પછી બંને શુળ ફેંકી દેછે, તેમ મુને આ કલંકરૂપી શુળ લાગીછે તે આ વારાંગના વેશરૂપી શુળના સાધનથી કાઢવીછે. અને પછી તો બંનેનો સાથે ત્યાગ થશે, નીકર પછી પ્રાણઘાતથી પરભવ તે દોષથી શ્રી જગદીશ્વરની સમક્ષ મુક્ત થવાનું થશે !

**સુબોધા**—બાઇ સાહેબ, આપના શુરાતનને ને સમજણને ધન્યછે, કે તત્પર્ય પર નજર રાખી વાત કરોછો !

**સોનરાણી**—જો દાસી જે વાતનું પરીણામ સારૂં તેજ વાત સારી અને જેમાં પરીણામે નઠારૂં, તેજ વાત નઠારી સમજવી. માટે મારા પવિત્ર હૃદયને ઉપરના વારાંગનાના વેશથી શું કલંક આવવાનું છે ! કાંઇજ નહીં ! વિપત્તિ સમય આપણને ગમે તેવી સ્થિતિમાં નાંખે પણ સત્ય નિતી અને શીયલ ન છોડવું ! હરીશ્ચંદ્ર તારામતિ, નળ ને દમયંતી પાંડવજન ને દ્રોપદીનાં આખ્યાનો રોજ વાંચીએ છીએ તેનું પછી ફળ શું !

**સંગીતભદ્રા**—(સુબોધા પ્રતિ) આમાં બે વાત છે, એકતો આપણાં બાઇનું સાચ જાહેરમાં આવશે, અને મહારાજને પણ હોડના કરારના અમલમાંથી બચાવી શકશું ! પ્રભુ ! તમારે ખોળે છીએ !

**સોનરાણી**—ત્યારે હવે વિલંબ ન કરવો ! ત્યારે જા હવે આપણાં સાજ અને બીજાં સંગીત સાહીત્યો સાથે લીયો ને બે સારા અશ્વ તૈયાર રખાવ. ને હું આંહી તૈયાર થઇ રહું છું.

**સંગીતભદ્રા**—બહુ સારૂં બાઇ સાહેબ હું બધો સરસામાન તૈયાર કરી આંહી આવુંછું ને આ સુબોધા અશ્વશાળામાં—

**સુબોધા**—હા, બાઇસાહેબ હું બે અશ્વ જઇ તૈયાર રખાવુંછું

**સોનરાણી**—બહુ સારૂં,

(બંને જાય છે.)

# પ્રવેશ ૩ જો.

**સ્થળ—દરબારગઢમાં જવાનો રસ્તો**

**પાત્ર**

**સુબોધા સંગીતભદ્રા.**

**સુબોધા**—સંગીતભદ્રા, શું વિસ્મય પામી ગઇછુ !

**સંગીતભદ્રા**—હું તો એજ વારની હેરત પામી ગઇછું કે .આપણાં બાઇએ આવી મોટી હિંમ્મત બાંધી ! એવી તો કલ્પનાય. કદી ન થાય !

**સુબોધા**—સખી, તે વિનાં એવાંના ઉદરમાં વીરરત્ન પાકતાં હશે ! પણ હવે આપણે કયાંઇ પાછો પગ ન દેવો હો !

**સંગીતભદ્રા**—ત્યારેતો આપણાં માત તાત લાજેનાં ! જે કામ આપણેજ કરવાનું હતું ! તે કામ બાઇએ પોતે ઓઢી લીધું. પણ લાચાર કે એવી આવડત આપણામાં નથી ! નહિંતો એને અંતઃ પૂરમાંથી બહાર નિકળવા દઇયેતો પણ હાડાજીનો તો ઠપકો નહી આવેનાં!

**સુબોધા**—ઘેલી છો તું ! હવે ઠપકાનું કયાં રહ્યું ! હવે તો આપણે ફતેહ ન પામ્યાં તો પૃથ્વી પલટી જવી છે ! વિચારી જોને!

**સંગીતભદ્રા**—હા ખરૂં કહેછે, એમ થયું તો હાડાજીનું સ્વર્ગ ગમન, અને આંહી બાઇનો આપઘાત, ને દેશ પાયમાલ ! પછી શું આપણે પણ જીવ રાખશું !

**સુબોધા**—તો ઠીક ત્યારે એવીજ સમજણ રાખ, હવે તો બાઇ જે જે યુક્તિ ચલાવે તેમાં આપણે તત્પર રહી સહાય કરવી, અને તારે સાજનો બીજો જોગ ન આવે તો એ કામ હુંશીયારીથી કરવું.

સંગીતભદ્રા—તેનો તું ત્યારે જોજે! એમનીજ તાલીમને એબ નહી લગાડું. ઘણી હિમ્મતનું કામ કરવું છે હો!

સુબોધા—અત્યારે હિમ્મત ન રાખીયે તો હાડાજીએ આપણને નાણું ખરચી સુશિક્ષિત કર્યાં, અને સદગુણી ધૈર્યનીતી શીયળવંતા જાણી પરીક્ષા કરી બાઇ પાસે રાખ્યાં છે, તેનું ફળ શું? આપણા પિતા આપણા રાજા, અને આપણું સર્વસ્વ નાશ થવા બેઠું! ત્યારે હવે શું બેસી રહેવું લાજમ છે! આ માતા સોનરાણીને જોઇ કરૂણાનો સમુદ્ર અંતઃકરણમાં ઉછળી જાય છે પણ દબાવી રાખી બોલુચાલુંછું

સંગીતભદ્રા—ખરે સુબોધા, શીવપૂજન વખતે અમૃતમાં ઝેર વર્ષાવી ગયા એતો હું યાદ કરૂંછું ત્યારે હું જાણુંછું કે હવે ઝુરી ઝુરીને મરી જઊં! નિરપરાધિ આપણાં બાઇપર આવડો શો જુલમ!

સુબોધા—જો બેન! દુનીયામાં અનેક પ્રપંચ ચાલેછે, માટે હિમ્મત રાખી, શ્રી જગતપતીની સહાય માગી, તેનો પરાજય કરવો, એ મનુષ્યનુ કામ છે. અને વિપતિ એ મોટાઓના સદગુણને ધૈર્યની કસોટી છે, જો, તું અને હું બને બાઇનું શ્રગતન જોઇ કેવાં તાજુબ થયા!

સંગીતભદ્રા—હા, ફુલની ખરાબ વાસ હોય તો કેતાં કે માથું ચડેછે, અને ઉભાં થતાં કેતાં અંગ અચકાઈ જાય છે, અને આ વખતે તો જાણે કેમ અસુરને સંહારવા દુર્ગાદેવી તૈયાર થયાં હોયની!

સુબોધા—એટલા સારૂજ મહાત્મનના ગુણ પ્રકાશ કરવાજ પરમેશ્વર વિપતિઓ મોકલે છે પણ હવે વાતમાં વખત ન કાઢીશ.

સંગીતભદ્રા—આ જાઉંછું, ને અશ્વ બે લઇ આવુંછું તું પણ અંતઃપૂરમાં તૈયાર થઇ આવ વહેલી.

(બંને જાયછે.)



# પ્રવેશ ૪ થો.

### સ્થળ—સુમતિ પ્રધાનનું ઘર.
### પાત્ર—સુમતિ વિશાળમતિ

**સુમતિ**—(વિચારમાં સ્વગત.) આહાહા ! બુંદીકોટાના રાજની અવદશા બેઠી ! શું એકદમ ચાંપરાજ આવ્યા ને ચાલ્યા ગયા મારે મોઢે થવાનો પણ વખત ન આવ્યો, કોઈ મહાભારત આફત આવી જણાય છે, વખતે અકબર બાદશાહ તરફથી કાંઈ સખતી થઇ જણાયછે, રખે ! મુગલોની દયાનત છેક ફરી હોય, રજપૂતના રાજ્યો છેક સ્વતંત્ર કરવાં હોય ! પણ કળાવંતી અને મોતીશાની વાત પરથી તો હકીકત જુદી જણાયછે, કે ચાંપરાજહાડાએ બાદશાહની સભામાં પતિવ્રતા સ્ત્રીની બાબતમાં હોડ કરી હતી તેમાં ખોટા પડતાં તેનું માથું જાય છે.

હવે આંહી મુને વાત કરી હોત તો વિચાર કરી કાંઇ રસ્તો કાઢી દેત, પણ આતો સતીને માત્ર બે વચન કહી નીકળી ગયા. રજપૂતમાં આવેશ આવ્યા પછી હાથ ન રહે ! હવે ! આપણે સોનરાણીને જઇ ધીરજ આપવી તથા કાંઈ ઉપાય યોજવા.

**વિશાળમતિ**—હવે વિલંબ કરવો ન જોઇએ.

**નિમકસિંહ**—( પ્રવેશ કરીને) યહ કાગજ બાઈ શ્રી સોનરાણીને ભેજ્યા હે સો આપકું સુપરદ કરને આયા હું.

**સુમતિ**—અચ્છા લાઓ. (આપેછે)

**નિમકસિંહ**—અબ મેં રૂખસત ચાહતા હું.

**સુમતિ**—બહોત અચ્છા. (જાયછે)

(વિશાળમતિ પ્રત્યે) વાંચ શું લખ્યુંછે ?

**વિશાળમતિ**— લાવો વાંચુ (વાંચે છે)

(ગુરૂ ગોવિંદના મહિનાનો રાગ)

હે પિતા પ્રધાન પવિત્ર, હકીકત મારીરે,
સુણજો મારા શીરછત્ર, કહું વિસ્તારીરે.
પિતા નારીનો છે મારો ધર્મ, વ્રત હું પાળુ રે,
છે દિલ્લી મુજ સ્વામિન, દેહ પ્રજાળુરે.

ગઇ રાતે આવ્યા એહ, અચાનક પાસેરે,
બોલ્યા વચનો દઇને છેહ, આવી અવાસેરે.
હું કરતી શીવપૂજન, જન્મ તીથીનારે,
વ્રત સ્તુતિ અને ઉપવાસ, હતી એ સ્થિતિમાંરે.
ત્યાં આવીને ધીટકાર, દીધાછે મુજનેરે,
હે વ્યભિચારણી નાર, ધીક્છે તુજનેરે.

સુમતિ—હરહર ! સોનરાણી પર આ શું ગુજરી ! ચાંપરાજ તમને આ શું મતિ સુઝી ! ચાલ આગળ વાંચ—

વિશાળમતિ—

એ સાંભળી મુજને ઝાળ, પ્રગટી મોટીરે,
થઈ જવા દિલ્લી તૈયાર, થવું નહિ ખોટીરે
હું અને દાસી બેય, થયાં રવાનાંરે;
આ પત્ર મોકલ્યો દુત, ખબર જવાનારે.
પિતા ચલાવજો રૂડીપેર રાજ તમારૂંરે,
અમારે કરવુ છે જાહેર, સત્ય હમારૂંરે.
જો થશે તેમ શીરછત્ર, દેહ હું રાખુંરે,
નહી થાયે પાડુ તન, સત્ય હું ભાખુંરે

સુમતિ—(અતી દિલગીર થઇને) આહાહા શું દૈવ તારો કોપ ! અરે હવે હું જાતે દિલ્લી જઇ તપાસ કરૂં. રાજા રાણીપર આવી આફતમાં પ્રધાનનું કાર્ય શું છે તે વિચારવું જોઇએ !

## શ્લોક.

**मन्त्रतन्त्रापित प्रीतिर्देशकालोचितस्थितिः**
**यश्चराज्ञिभवेद्भक्तः सोऽमात्यः पृथिवीपतेः**

અર્થ—રાજપ્રકરણનાં ગુપ્ત ધોરણને રાજના તંત્રમાં જેણે પ્રીતિ અર્પણ કરી છે, દેશકાલને ઉચીત સ્થિતિએ જે વરતે છે, ને જે રાજાનો ભક્ત એટલે તેને વિશેજ જેણે તન મન ધન અર્પણ કર્યાં છે તે પૃથ્વીપતિ એટલે રાજાનો પ્રધાન સમજવો.

પુત્ર, વાંચ આગળ શું લખ્યું છે ?

[વિશાળમતિ—જો રાજાજી દેશે શીક્ષ, તો સત્ય હું કહાવુ રે,

પિતા હુ પણ દેહ તજીશ, પાછી નહી આવુ રે.
છે બુંદીકોટાના બાળ, તમારે શરણેરે,
કરજો તેની સંભાળ, વિનવું હું ચરણેરે.

આ નિરદોષી છે બાળ, પુત્રી તમારીરે,
અણીનો આવ્યો કાળ, ગઈ છે વિચારીરે.
દુઃખ અર્ણવ અપાર, ઉલટયો હું માથેરે,
તેમાંથી શીરછત્ર પાર, થવું હરી હાથેરે.

ઓઝલ પડદો આજ, મુકી હું ચાલીરે,
નવ મુકું તો વણસે કાજ, કલંક શિર બાળીરે.

આવ્યું છે માથે આળ, મોટું પીતા મારેરે,
તેમાંથી દીન દયાળ તારે, ને ઉગારેરે.

નથી મોઢે ચવાણું તાત, માફ મુને કરજોરે,
છોરૂનો નવ લેશો દોષ, વાત ઉર ધરજોરે.
હવે પ્રજા તણી સંભાળ, તમોને છે ઝાઝીરે;
કર્યુંછે પત્રે વિદિત, પ્રધાન પીતાજીરે.

સુમતિ—શાબાશ છે રાજકુંવર વહુ શાબાશ છે! તુને! લક્ષ્મી અવતાર સતી વીરમાતા! ધન્ય છે તારી હીમતને! શું જાતે ચાલીને દિલ્હી ગઈ, વીર કંકણ બાંધતા વાર પણ ન લગાડી, ધન્ય છે તારી સમયોચ્ચીત બુદ્ધિને! ધન્ય છે તારા વિચારને, સમજણને ને સામર્થ્યને!

વિશાળમતિ—પિતાજી મહારાણી જાતે દિલ્હી ગયાં એ કાંઈ ઓછી વાત કરી નથી, હવે આ બાબતમાં જે કાંઇ ઉપાય લેવા હોય તેની મુને આજ્ઞા કરો. કહોતો હું પણ દિલ્હી ચડી જાઉં ને મહારાણીની સેવામાં હાજર થાઉં.

સુમતિ—શાબાશછે! પુત્ર તું યોગ્ય કહેછે પણ આવા બારીક સમયમાં મારે જાતે જવાની જરૂર છે, માટે તારે આંહીં રહી આપણા સેનાપતિ અને નગરશેઠની અનુમતીથી રાજ્યનો બંદોબસ્ત રાખવો. હું નગરશેઠને લઇ દિલ્હી તરફ રવાના થાઉંછું.

વિશાળમતિ—બહુ સારૂં ત્યારે હું પણ સેનાપતિને ત્યાં જઈ તેમને આ વાતથી વાકેફગાર કરૂં.

સુમતિ—ઠીક. ત્યારે ચાલો.

(બંને નીકળી જાય છે.)



# चांपराजहाडो ने सोनराणी.

## नाटक सप्तांकि.

## અંક ૬ ઠો

પાત્ર.

સોનરાણી.............................................ચાંપરાજની સ્ત્રી.

સુબોધા<br>
સંગીતભદ્રા } ....................................તેની દાસીઓ.

તળકચંદ<br>
નઠોરચંદ } .........................................દિલ્હીના વણિક



# अक ६ ठा.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—દિલ્લીની સરહદ પાસેનું જંગલ.

પાત્ર.

**સોનરાણી, સુબોધા, સંગીતભદ્રા.**

**સુબોધા**—બાઇસાહેબ, આજ આપને આજની મોટી મજલથી શ્રમ ઘણો લાગ્યો હશે, તે માટે આહી થોડો વખત આરામ લીયો! (ઉંચું જોઇને) અરે પરમેશ્વર! આ રાજદેહીને અશ્વપર બેસવું, કંકર કંટકમાં ચાલવું, ક્ષુધા તૃષા સહન કરવી, ને દીનરાત પ્રવાસમાં કાઢવાં એવું ક્યાંથી બન્યું! શું પોતાનાં સમર્થ માતા-પિતાને ઘેર, કે શું બુંદીકોટાના મહેલમાં વાસ કરનાર, તે વનમાં આ વેશ ધારણ કરી વિચરે એ તારી ન્યાય દૃષ્ટિમાં ઘટીત છે! મારાં સુકોમલ રાજદેહી બાઇસાહેબ, આપ શ્રમીત બહુ થયા છો માટે જરા નિદ્રાસ્થિત થાઓ, અને બંને અશ્વને મેં બીડમાં છોડી દીધા છે, તે આ સ્થળમાં સારી રીતે તૃણજળથી તૈયાર થઇ જશે.

**સંગીતભદ્રા**—હા, બાઇ સાહેબ, હું જરા પગ ચાંપું છું આપ આરામ લીયો!

**સોનરાણી**—(બંને દાસીઓને) દાસીજનો, તમો મેહેલની માફક મારી આશ્વાસના કરો છો, એ તમે કુલીનને સદગુણી પાસ-બાનોને ઘટારત છે. પણ આ મારૂં ભાષણ સાંભળી ખુબ ધૈર્યવાનને નિશ્ચીકર થાઓ! જુઓ કે જ્યારથી રાજાજી મિથ્યા આરોપનો વચન પ્રહાર કરીને ગયા છે, ત્યારથી નિદ્રાને સુખતો એક બાજુ રાખી દીધાં છે, અગર જો કે અમે રજપૂતની પુત્રીઓએ શીતઉષ્ણ હવા અને પ્રવાસનાં સંકટ આ દેહથી કદી સહન કર્યાં ન હોય એ વાત ખરી છે, પણ જ્યારે આપત્તિકાળ આવે છે, ત્યારે અમારાં અંતઃકરણ વજ્રથી પણ કઠણ થઇ જાયછે, અને આ દેહ પણ તેવીજ સખ્ત થઈ જાય છે, ગમે તેવું સંકટ હોય તોપણ તેની સામે હમે હામ ભીડીયે છીયે, સિંહ વાઘ વરૂ કે રણસંગ્રામથી પણ અમે ડર ન ખાઇયે, કેમકે અમારા લોહીમાં શ્રી જગદીશ્વરે એવો અંકુર રાખેલો છે, તે આવે વખતે જ્હી પાણીને પ્રકાશ થાય છે.

સંગીતભદ્રા—(સુબોધા પ્રતિ) સાંભળ સંગીતભદ્રા, તું કહેતી હતી તેવુંજ આ વખતનું ભાષણ છે !

સુબોધા—જેનાં ઉદરથી બ્રહ્માંડને ધ્રુજાવે તેવાં ચક્રવર્તિ રાજાઓ રૂપી પુત્ર રત્ન ઉત્પન્ન થાય તેના મોંમાંથી આવાં વચન નિકળે તેમાં આશ્ચર્ય શું છે ? બાઇસાહેબ આપનાં આ વચનોથી અમને ચોગણું શૂર ને હિમ્મત આવે છે. આ વખતે ક્ષત્રી સૂરાવટના સઘળાં અંકુર પ્રત્યક્ષ મૂર્તિમાન આપમાં જોઇયે છીએ

સોનારાણી—( આ વખતે પોતાની નજર જંગલમાં વનસ્પતિપર પડી તે જોઇને ) દાસી, આ વખત હું શ્રી જગદીશ્વરની સ્તુતિ કરૂં છું. કે જેણે આ વનવેલી બગીચા સરખી કેવી સુંદર બનાવી છે. કેવી એની તજવીજ ! આ ચંપો ચંબેલી, મોગરો, ગુલદાવદી, કેવડો, ફણુસ, નારંગી, શતપત્રી, શેવંત્રી, અહિવલ્લી, ગુલાબ, દ્રાક્ષાવલી, એનાં પત્રફળ ફુલ જોઇને એ મહાન પિતાની અદભૂત શકિત અને સુક્ષ્મ રીતે જગતનાં હરેક કાર્યોમાં એની બારીક નજરને તજવીજ દ્રષ્ટે આવે છે જે પુષ્પમાં પાંચ પાંખડી તેમાં પાંચજ થાયછે જેમાં ૭ તેમાં આઠ નથી થતી. ને તેનાં રંગરૂપ આકૃતિ પણ તેવીજ ! તેને શોભાવે તેવી, આવી બારીક ગુંથન રચના જે પિતાએ કરી છે, અને જેનું અખુટ ડહાપણ કયાંઈ ભુલતુંજ નથી, તે આ મારાપર કલંક આવ્યું છે, એવડી મોટી વાત કેમ વિસરી જશે !! હે જગદીશ્વર !! તેં તારાપર નિષ્ટાવાળા અનેક ભકતોને સંકટ સમયે સહાયતા કરી છે, તો આ રંક દાસી પર મિથ્યા આરોપની નિર્મુકિતમાં તું સહાય કેમ નહિ કરે ! કરીશજ એમ મુને ખાતરી છે, સંગીતભદ્રા, લે હવે એની સ્તુતિ કરૂં છું.

(મુજે છોડ ચલા બનઝારા) એ રાગ

લાવણી.

આ કલંક હરિ ઉતારો, મુજ પ્રાણનાથ ઉગારો.      ટેક
તમે રચી છે રચના જગની, મેં રાખી છે તમથી લગની;
મને સત્ય ઠરાવી હરિ તારો, મુજ પ્રાણનાથ ઉગારો.   આ કલંક.
હું ક્ષત્રીની પુત્રી કહાવું, આમ બને તો કુળ લજાવું;
મુજ પતિવ્રત આપ વિચારો, મુજ પ્રાણનાથ ઉગારો.   આ કલંક
તમે નર નારી નીપજાવ્યાં, મન મહાથી જોડાં બનાવ્યાં;
પડયો અંતર અમની ઠારો, મુજ પ્રાણનાથ ઉગારો.   આ કલંક.

મેં કર્યું છે નિશ્ચે મરવું, પણ સાથ થઇ હિમ ઠરવું;
મને ખોટા દીધા ધીટકારો, મુજ પ્રાણનાથ ઉગારો. આ કલંક.
હું ચાંપરાજની નારી, થઇ ગુણીકા વખત વિચારી;
કરી કસોટી નૌકા તારો, મુજ પ્રાણનાથ ઉગારો. આ કલંક.
જેવી સીતાની રામશું પ્રિતી, જેવી સુલોચનાની નિતી;
એક બુંદીકોટા પતિ પ્યારો, મુજ પ્રાણનાથ ઉગારો. આ કલંક
તમે દ્રુપદીની વારે ધાયા, તમે ગજની બચાવી કાયા;
તું સત્ય પ્રગટ કરનારો, મુજ પ્રાણનાથ ઉગારો. આ કલંક
જેવાં હતાં નળને દમયંતી, તેવાં અમે છીએ દંપતી;
નથી કર્યાતા ઉલટા વિચારો, મુજ પ્રાણનાથ ઉગારો આ કલંક.
આ અધરથી વાદળું આવ્યું, મુજ ઉપર તે કોણ લાવ્યું,
હરી મળ્યો કો કામણગારો, મુજ પ્રાણનાથ ઉગારો. આ કલંક
કોણે ભરમાવ્યા પતિ મારા, કરી વચન બાણની ધારા;
પ્રભુ વાંક શો દીઠો મારો, મુજ પ્રાણનાથ ઉગારો આ કલંક.
ઓ સૂર્ય પિતા, મન લાવો, તમે જગતના ચક્ષુ કહાવો;
તમે નીતિ મારી નીહાળો, મુજ પ્રાણનાથ ઉગારો. આ કલંક
આ વખત નહી બચનારી, મુજ સ્વામી મરણ તો મારી;
મુને સ્વામ મુખે નહી મારો, મુજ પ્રાણનાથ ઉગારો આ કલંક.

સુબોધા—

આ અદ્ભુત ટેક તમારી, છે જગ કર્તાને પ્યારી, ટેક.
હવે પ્રવાસમાં ચિત્ત જોડો, હવે વખત રહ્યો છે થોડો,
કરો અશ્વ વિશે અસવારી, છે જગ કર્તાને પ્યારી. આ.
હવે ઢીલ નહી અહીં કરવી, ઘણી યુક્તિ તહાં આચરવી,
થાઓ તત્પર કરો તૈયારી, છે જગ કર્તાને પ્યારી. આ.
સહાય થશે સૃષ્ટિના કર્તા, તે ઉગારશે તમ ભર્તા;
શા ચિંતા હવે વિચારી, છે જગ કર્તાને પ્યારી. આ.
આ પક્ષી બોલતાં આવે, તે જવાનો વખત જણાવે
ઉઠો ઇશ્વર નામ ઉચારી, છે જગ કર્તાને પ્યારી. આ.

સોનારાણી—બહુ સારૂ ત્યારે હવે ચાલીએ.

સુબોધા—હા હવે તૈયાર થાઓ હું ઘોડા લઇ આવું.

સોનારાણી—જા લઇ આવ.

(બંને નીકળી જાય છે.)

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—રસ્તો.

### પાત્ર—તલકચંદ, નઠોરચંદ.

તલકચંદ—કાં નઠોરચંદ, આપરાજહાડો પહોંચ્યો નહીં? પહાડસિંહનું હવે આવી બન્યું તે દિવસે કહ્યું નહોતું કે મોટાના મોદીખાનામાં માર ખાઇશ.

નઠોરચંદ—તે કાંઈ મુકું એમ છુ, ફાંસીએ જાય તો ભલે પણ નામું ચોખું કરતો જાય!

તલકચંદ—મુરખા કાંઈક વિચારતો કર, કે ભાઇબધ સારૂં એ માથું આપે છે, ત્યારે આપણા પાંચ પૈસા કદી રહી ગયા તો શું?

નઠોરચંદ—શું, હમણા કાંઇ જ્ઞાનીનો દીકરો થઈ ગયો છું! ડોઢ નારાયણ દમડા મુકીને અજના નારાયણને જઇ ભજીયે કે!

તલકચંદ—ત્યારે તો કોઈ પુન્યદાન દુનીયામાં કરતજ નહીં?

નઠોરચંદ—તે ભલે, મોઢેથી સારૂં સારૂં બોલીયે, લાખ બદલે સવાલાખ કહીયે, પણ દમડી છોડીયે નહી,

તલકચંદ—ત્યારે મારા શેરએકે સાત હજાર સુવાર્યાં એ!

નઠોરચંદ—તે જાને હવે દાવ વાળને, રાંડનો ખોટા પ્રપંચથી બાપડી રજપૂતાણીની લાજ મુલકમાં ખરાબ કરી આવ્યો ને ઈનામ લીધાં, ને હવે ભુલછ શુ સારૂ!

તલકચંદ—નઠોર ત્યારે કેમ કરૂં!

નઠોરચંદ—જઈ પાદશાહ પાસે પોગળ ઉઘાડું કરી દે ખરા ખોટાની ખાતરી હોય તો!

તલકચંદ—ત્યારે કાશેં વાત, એ રાંડના શેરએકને તો રખડાવી દઉં?

(આ બધું એક ઘરને ઓથે રહી સોનરાણી તથા તેની બંને દાસીઓ સાંભળતાં હતાં, તે તેમની પાસે આવ્યા, ને એક દાસી તલકચંદને પુછેછે.)

સુબોધા—કેમ શેઠજી, પહાડસિંહ ઉમરાવનું ઘર કેણી તરફછે?

તલકચંદ—(હસીને) નઠોર રખડ્યો! આ ઓલીયું કોઇ બાયડી આવછે. ખાંમ દસ હજાર પઠાણો, રાખ મોદીખાનું ને કર મજા!

**નહોરચંદ**—તલકા ભુલછ! આવા ક્રોડીયાંજ ઠીક! એવા માંથીજ આશામી બંધાણાં છીએ (તે દાસી પ્રતિ) બેન ચાલો ઘર બાકું, શું મજરો કરવો છે! ઉતારો કરવો હોય તો આપણા ડેલામાં ચાલો!

**તલકચંદ**—મારા, આને બેન કહે છે, એના આચારતો જો!

**નહોરચંદ**—તલકા આતો દેવતાઇ કામ છે, જેવું તેવું ન સમજ.

**તલકચંદ**—મારો હૈયાનો ચોક્સ, મોઢે મીઠો, દમડી ખરચે નહીં ને અરથ સાધી લીએ!

**નહોરચંદ**—જો અજાણ્યાને આગળ થઇ રસ્તો બતાવીએ એમાં પુન્યનું કામ છે, જુઓ બાઇયું, તમારે પહાડસિંહને ત્યાં જાવું હોય તો એ અમારા શેઠ છે, અમે એના મોદી છીએ, નામું ઠામુ અમારે ત્યાં રાખજો!

**તલકચંદ**—(હળવેથી એક દાસીના કાનમાં) નહોરના ભાવ આકરાછે, ઉપાડ આપણે ત્યાંથી કરજો.

નહોરચંદ-તલકચંદને લપડાક મારીને) રાંડના, અવળથી દરાવ કરી લે છે! મારા ઘરાકનો?

**તલકચંદ**—તારે એકનો ડોઢ કરવો છે, મારે હરામ નથી ખપતું.

**નહોરચંદ**--રાંડના ઘીમાં તેલતો તું નાખે છે!

**તલકચંદ**—ત્યારે તારી માફક ખોટાં કાટલાંથી હું નથી જોખતો, ને પોણી પાલીએ દાણા નથી ભરતો!

**સુબોધા**—બાઇસાહેબ વચમાં આ વઢી પડયા!

**સોનરાણી**—દાસી એને કહેકે અમારે જ્યાંથી અનુકુળ પડશે ત્યાંથી મોદીખાનું લેશું તમે નાહક શા સારૂ લડી મરોછો!

**નહોરચંદ**—હા તે અમારાં બાઇને પેલું તો મેં કહ્યુંછે. આ તલકો—તો દાણાફોડ છે, જ્યાં હોય ત્યાં આડો આવી ઉભો રહેછે

**તલકચંદ**—આજથી તારૂં મોહુ જુએ તેને તલાક છે (એમ કહી જાય છે.)

**નહોરચંદ**—ચાલો ત્યારે પહાડસિંહનું ઘર બતાવું, (બતાવીને) જાઓ આ મહોલ્લામાં પેસતાંજ ડાબી બાજુને છેડે એનું ઘરછે, સીધાં ચાલ્યાં જાઓ. (એમ કહી નીકળી જાય છે.)

**સુબોધા**—(તે ગયા પછી) બાઇ સાહેબ, આ બે વાણીયા આપણા છગન ને રંગનાથ જેવા જણાય છે!

**સોનરાણી**—દાસી, એ બીચારા એમજ કરીને રાજી રહેછે. આપણા રાજાઓની રહેમ તો એમને લાભ.

**સંગીતભદ્રા**—બાઈ, એ બેની વાતચીત આપણે સાંભળી તેપરથી કોઈ મીયાં શેરએકે આ ઉઠાવ કર્યો જણાય છે

**સોનરાણી**—ખરે એની વાત પરથી તો એમ જણાયું ખરૂં!

**સુબોધા**—ત્યારે હવે કેમ કરીશું ?

**સોનરાણી**—હવે, પ્રાણનાથના મિત્ર પહાડસિંહને મળી નૃત્ય ગાયનથી ખુશ કરી પાદશાહને મળવાનો જોગ કરી આપે એમ વચન લઇયે. ને ત્યાંથી પાર ન પડીયે તો વળી બીજી કાંઇ યુક્તિ કરીએ.

**સંગીતભદ્રા**—એમની વાતચીત પરથી રાજાજી આંહી નથી પહોંચ્યા એમ જણાયછે.

**સોનરાણી**—આપણે એકદમ વગર વિસામે ચાલ્યાં આવ્યાં, જેથી વહેલાં પહોંચ્યાં. ને રાજા પણ ઘડી બે ઘડીમાં આવી પહોંચવા જોઇયે.

**સુબોધા**—આપણે તો બાઇ રસ્તે ભુલાં પડયાં તોય વહેલાં પહોંચ્યાં.

**સોનરાણી**—જો દાસી, આપણે એના કરતાં વિશેષ કામછે, માટે ઇશ્વરે ઠીક વહેલાં પહોંચાડયાં છે. ચાલો હવે એમને ઘેર જઇયે.

( એમ કહી ત્રણે જાય છે. )



# चांपराजहाडो ने सोनराणी.

## नाटक सप्तांकि.

# અંક ૭ મો.



સ્થળ—દિલ્હી.

પાત્રજન

પહાડસિંહ........................................અકબરનો સરદાર.
ભગવાનસિંહ....................................તેનો ચાકર.
છોટીયાં..........................................સોનરાણી નાયકારૂપે.
સંગીતભદ્રા— } ..............................તેની દાસીઓ.
સુબોધા— }
અકબર..........................................દિલ્હીનો બાદશાહ
બીરબલ.........................................તેનો પ્રધાન
કાજી............................................ન્યાય કરનાર.
શેરબેક.......................................... એક ઉમરાવ
માનસિંહ....................................... જયપુરનો રાજા
ગંગકવિ........................................રાજકવી.
તાનસેન........................................ ગવૈયો.
કમાલબક્ષ } ...................................તબલાં સારંગી બજાવનાર.
કબીરબક્ષ }
ચાંપરાજ........................................બુંદીનો રાજા.
કાલુખાં.........................................ફાંસી દેનાર.
રંગુડી...........................................તેની ઓરત
સુમૃતિ..........................................ચાંપરાજનો પ્રધાન

તે સિવાય નોકર ચાકર વિગેરે.

# અંક ૭ મો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—પહાડસિંહનું ઘર.

પાત્ર.

પહાડસિંહ, ભગવાનસિંહ, છોટીયાં.

**પહાડસિંહ**—કેમ ભગવાનસિંહ ?

**ભગવાનસિંહ**—ખાવીંદ, શું ફરમાવોછો ?

**પહાડસિંહ**—મારા મિત્ર ચાંપરાજ ઉપર મોટી આફત આવી, અને વિજયસિંહ તેની સાથે ગયોછે, પણ એક બે દિવસ હવે જો તેઓ ખમી જાય તો બાદશાહનો મુને હુકમ મલી જાય, અને દુનિયામાં મારી ખ્યાતિ થઇ જાય કે પોતાના દોસ્તને માટે એક સીખ સરદાર પહાડસિંહે જાન આપ્યો. હે ભગવાન ! એવો વખત ક્યારે મળે !

**ભગવાનસિંહ**—ખાવીંદ, આપને બદલે હું મારૂં શિર આપું તો શી હરકત છે ?

**પહાડસિંહ**—સાબાશ છે ! નોકરપણુ આવાજ જોઇયે ! બચ્ચા હું તો ચાલીશ વરસની ઉમરે પહોંચ્યોછું, અને તું તો એક બાળક છું.

**ભગવાનસિંહ**—માલીક, એમાં ઉમરનો કાંઈ સબબ નથી, હું કુંવારો છું. અને મારા આખા કુટુંબનો તેમજ મારાં માતપિતાના ગુજરાનનો આધાર આપના ઉપર છે, તો એ બાબત મારી કબુલાત આપો તો એ જેવો સલામતીનો બીજો રસ્તો નથી.

**પહાડસિંહ**—તારો મોટો ભાઇ, તથા તારાં માતપિતાએ પણ તેવીજ દરખાસ્ત કરી હતી, કે અમે અમારો જાન આપીએ, અલબત હું ઇશ્વરનો એહેશાન માનુંછું કે તમારા જેવા નેક નોકરચાકર તેણે મુને બક્ષીશ કર્યા છે, પણ આ બાબતમાં મેંજ કબુલાત કરી છે તો, મારે બદલે કોઇના જાનની ખુવારી કરવા હું નથી ઇચ્છતો. તેમજ નેક ન્યાયી અકબરશાહના રાજમાં એ વાત કદી ન બને !

**ભગવાનસિંહ**—માતપિતા, આપ મિત્ર માટે માથું આપવા તૈયાર થયાછો, એ ઓછી વાત નથી, પણ એમ થશે તો

આ ઘરમાં અમારાથી રહેવાશે નહીં, પછી આ ઘર તો એક ક્લેશનું સ્થળ થશે, માટે મેં અરજ કરી તે કોઇ રીતે કબુલ રહી શકે તેવું હોય તો હા પાડશો, મેં આપનું નિમક બહુ દિવસ ખાધું છે.

**પહાડસિંહ**—ભાઈ, ધન્ય છે તુંને ને તારાં માતપિતાને, પણ આ બાબતમાં હું કીર્તિના લોભથી ખુશીથી આ કાર્ય કરૂં છું તો કોઇએ એ કામથી શોક કરવાનો નથી ને ઊલટું હર્ષ માનવા જેવું છે, એમ મારી ભલામણ છે.

**ભગવાનસિંહ**—ખાવીંદ, આપ જેવા જ્ઞાની, ને નિર્મળ કીર્તિના લોભી મહાત્માઓના નીતિભાષણ આગળ ઉત્તર વાળવાની મારી શી તાકાત છે!

**પહાડસિંહ**—બચ્ચા આવા કામમાં શરીરનો લોભ રાખવોજ નહિ કહ્યું છે કે—

દુહો.

સરવર તરવર સંતજન ચોથા બરસત મેહ,
પરમાથકે કારને, ચારૂ ધરીહે દેહ.

માટે આ શરીર પરમારથમાં ઊપયોગી થવું જોઇયે, ને હું તો તેમ પણ નથી કરતો, કેમકે આ ક્ષણભંગુર શરીર બદલ એક અક્ષય કીર્તિનું સાટું કરૂં છું કે જેવો જોગ ફરી આ જગતમાં મળવો દુર્લભ છે. વળી બેટા જ્ઞાન દ્રષ્ટિથી જોઇયે તો આ શરીરમાં રહેવાવાળો આત્મા અમર છે, તે દેહાધ્યાસથી હું સુખીછું, દુઃખીછું, મરૂંછું, જન્મુછું, એમ માની લેછે, વાસ્તવિક જોતાં એ જન્મતોએ નથી, ને મરતો પણ નથી. એતો સ્થૂળ શરીરની ૭ વિકૃતિઓ કર્ત્તાના નિયમ પ્રમાણે થતીજ જાયછે.

**ભગવાનસિંહ**—આપના અનુપમ આત્મજ્ઞાનને ધન્ય છે. આપ જેવા પુરૂષનો સદા જયજ થાય છે.

**નેપથ્યમાં**—પહાડસિંહજીકું મુજરા કરનાહે, દુસરા કુછ કામ !

**પહાડસિંહ**—( એ સાંભળી ) ભગવાનસિંહ, જોતો, એ કોણ આવ્યું છે ?

( તે જઇ પુછી આવી કહેછે. )

**ભગવાનસિંહ**—ખાવીંદ, કોઈ તાપસ્રો આવ્યો છે, જેની મુખકાંતિ ચંદ્ર જેવી છે, આપને મુજરો કરવા ઇચ્છા રાખેછે, ઉંબારણે ઉભેલ છે, હુકમ હોય તો આંહી તેડી લાવું ?

**પહાડસિંહ**—બહુ સારૂં, ઘણી ખુશીથી!

(તે જઈ તેડી લાવેછે.)

**છોટીયાં**—(પ્રવેશ કરીને) હજુરકી નિગાહમેં કુરનસ બજાતી હું.

**પહાડસિંહ**—(બોલવાની ઢબ ને રૂપ જોઈ ખુશી થઈને) અચ્છા, તુમ કહાંસે આતેહો?

**છોટીયાં**—જી હુજૂર, મેં ઔરંગાબાદસેં આતીહું, ઓર બુંદીકોટાકી રહનેવાલી ચાંપરાજકી નીમકખાર હું, મેરા રાજા ઇધર નહિ હે એસા સુનકે આપ ઉનકે દોસ્ત જો મશહુર હો સો તુમારે પાસ આઇ હું, આપ બડે ઉદાર, પ્રવીન, ઓર હમ લોગુંકે અચ્છે કદરદાન સુને જાતે હો.

**પહાડસિંહ**—હાં હાં, તુમારા રાજાતો બુંદીકોટા ગયાહે, વો મેરા દિલજાન દોસ્ત હે, ઉસકી સ્રીને એક મીયાંસે બદકર્મ કીયા, જીસકે લીયે વો ઇધર પાદશાહકે આગે હોડમેં હારકર અપની ઓરતકું ફિટકાર દેને ગયા હે.

**છોટીયાં**—જી, સરકાર, એસા હમનેભી થોરાબેત સુનાહે, મગર હમ જાનતેહે કે યહ બાત સચ્ચી નહીં હોગી.

**પહાડસિંહ**—ભગવત જાને, ક્યા સચ્ચા વ ક્યા જુઠ હે! મગર ઉસકે નામનિશાની, બદનકે ચિન્હ, વો સબ મીયાંને રજુ કરદીયા, જીસ્સે યહ બાત સચ્ચી વ સાબીત નજર આઇ હે, અચ્છા કુછ ગાયન કરો, દેખેં કેસી તાલીમહે.

**છોટીયાં**—અચ્છા સરકાર. (એમ કહી ગાય છે.)

**પહાડસિંહ**—વાહ વાહ, જેસા બદન હે, તેઇસા મધુર કંઠ હે, (તેની પ્રતિ) અચ્છા ઇધર એક બરસ તુમ ઠેર જાઓ, પાદશાહ તુંમારા દરમાયા કરે વેસા બંદોબસ્ત મેં કરૂંગા.

**છોટીયાં**—જી હજૂર, મેરી એક અરજ હે.

**પહાડસિંહ**—ક્યાહે ખુશીસેં બોલો?

**છોટીયાં**—પાદશાહ સલામતકું મુજરા કરનાં હે.

**પહાડસિંહ**—અચ્છા, વો હમેરા કામ હે, કલ ફજરમેં તુમકું કચેરીમેં બુલવાસકે તૈયાર હોકર આનાં.

**છોટીયાં**—સરકાર, મેં તુમારે વિશ્વાસપર ઠેરૂંગી, અબ રૂકસત ચાહતીહું.

**પહાડસિંહ**—ખુશીસેં કલ ફજરમેં આના.

(તે જાય છે.)

**કાલુખાં**—(પ્રવેશ કરીને) નામદાર અકબર બાદશાહકા ફરમાન હે કે ચાંપરાજહાડા જો મહેતલ લેકર ગયા હે સો આજ ઉસકી મુદત પૂર્ણ હોતી હે, લેકીન વો અભીતલક હાજર હુવા નહીં, સો કલ ફજરમેં તુમકું ફાંસી દેનેમેં આયગી, ઉસવાસ્તે કલ ફજરમેં તુમારે જમનાકે કિનારે પર જહાં ગુનેગારકું ગરદન મારનેમેં આનાહે, વહાં હાજર હોના (તેના હાથમાં સજા પત્ર આપીને) યહ સજાકા હુકમ સુપરદ કરતા હું.

**પહાડસિંહ**—બહોત અચ્છા, યહ દીઢી હુકમ મુંજબ હાજર હોગા.

**કાલુખાં**—બહોત અચ્છા. (જાય છે.)

**પહાડસિંહ**—( ભગવાનસિંહ પ્રતિ. ) આપણે લેખે કાલે મુદત પુરી થતી હતી. પણ સારૂં થયું કે ઇશ્વર મારી ઇચ્છા પૂર્ણ થવાનો યોગ જલદી લાવ્યા.

**ભગવાનસિંહ**—(ઘણો દિલગીર થઇને) બાપુ, મારી અરજ કબુલ રાખો તો સારૂં.

**પહાડસિંહ**—અચ્ચા, તારે કાંઇપણ શોક ન કરવો. મારોપુત્ર વિજયસિંહ તારૂં ભરણ પોષણ સારી રીતે કરશે. (એટલામાં યાદ આવ્યાથી) અહાહા ! આવી ઉત્તમ તકનો લાભ ક્યારે લઉં; એવી લાલસા દિલમાં રહીછે, પણ બીજી તરફથી હમણાંજ છોટીયાં ગુણિકાને વચન આપી ચૂકયોછું, કે બાદશાહની મુલાકાત કાલ કરાવી આપીશ; તો તે વચન ખોટું પડે તો મહા અનર્થ થાય ! વળી પાદશાહને આ વખતે અરજ કરવા જઇશ તો રખે અંદેશો લઇ જશે કે આ બાબતમાં અરજ કરવા આવ્યો હશે. ગમેતેમ થાય તોપણ આપણું આપેલું વચન તો પાળવું. કહ્યુંછે કે—

> હળ ફરે વાદળ ફરે, ફરે નદીનાં પુર,
> ઉત્તમ બોલ્યા ના ફરે, પશ્ચિમે ઉગે સુર.

માટે મારે પણ એ વાત ભુલી જવી નહિ.

**ભગવાનસિંહ**—આશીર્વાદ, કહો તો કાલ સવારથી જઇ, એ બાબત અરજ ગુજારી આવું.

**પહાડસિંહ**—ના, એમાં તો મારે જાતે જવું જોઇશે, તે વિના એનું કામ નહિ થાય. ચાલ ત્યારે હવે હમણાંજ એ બાબત રૂબરૂ અરજ કરી આવું ને પછી આપણે આજની રાત શિવ પૂજનમાં કાઢીશે. (એમ કહી ત્યાંથી ઉઠે છે.)

**ભગવાનસિંહ**—હું પણ ત્યારે શિવ પૂજનનાં પાત્રને સાહિત્યો તૈયાર કરૂં. (એમ કહી તે પણ જાયછે.)

# પ્રવેશ ૨ જો.

સ્થળ – ખાનગીકચેરી.

અકબર, બીરબલ, પહાડસિંહ, ને ફતેહખાં.

**અકબર**—ક્યું બીરબલ, પહાડસિંહકું હુકમ અપને ભેજાહે, મગર ચાંપરાજ આયા નહીં, કરારકા અમલ કલ ફજરમેં કરનાં.

**બીરબલ**—નામદાર, યહ તાજુબીકી બાતહે કે ચાંપરાજહાડા અભીતલક આયા નહીં, ખુદાવીંદ મેરે દિલમે ખાતરનિશાં હે કે વો અવશ્ય આવગા, મગર કુછ દૈવી હરકતં આઈ હોવે તો લાઇલાજ!

**અકબર**—હે તો ક્ષત્રીકા તુખમ, કુછ જાન બચાનેકી ઉમેદસેં રહેવે એસાતો મેંભી નહિ સમજતા હું.

**બીરબલ**—સુનાહે કે પહાડસિંહકા લડકા ઉસકી સાથ ગયાહે.

**અકબર**—કીસ વાસ્તે ઉસકું સાથ ભેજા હોગા?

**બીરબલ**—બરાબર માલુમ નહીં, લેકીન એસા સુના હે કે કુછ પ્રપંચ કરકે ચાંપરાજકું દેર લગાકે મુદ્દત ચૂકાને ખાતર સાથ ભેજા હે.

**અકબર**—બીરબલ, એસા નેકદોસ્ત સારી જહાંનમેં નજર નહીં આતા!

**બીરબલ**—નામદાર, યહ તો હરહમેશ યાદ રહેવે એસા એક કિસ્સા બના કે જહાંપનાહકી સલ્તનતમે એક ઉમરાવને એસા કામ અપને દોસ્તકે ખાતર કીયા!

**અકબર**—લેકીન ચાંપરાજ ક્યું આયા નહીં ઉસ બાતમેં અંદેશા હે!

**બીરબલ**—ઉસકા સબબ આયે બાદ માલુમ હોગા, રજપતકી બેટી તો રજપૂતકે પાસ હે.

**ફતેહખાં**—(પ્રવેશ કરીને) ખુદાવીંદ, આપકે ઉમરાવ પહાડસિંહ કુછ અરજ કરને આયાહે.

**અકબર**—(તે સાંભળીને) બીરબલ, ઇસ બાતમેં ઉસકી કુછભી અરજ સુનને નહીં ચાહતા.

**બીરબલ**—(ફતેખાં પ્રતિ) કયા અરજ હે ઉસકા મકસદ જાન લો.

**ફતેહખાં**—નામદાર, ઉને કહા હે કે અરજ કુછ દુસરી હે.

**અકબર**—અચ્છા, બુલાઓ.

(તે જઇ બોલાવી લાવે છે)

**પહાડસિંહ**—(કુરનસ બજાવ્યા પછી) નામદાર, મેરી અરજ યહ હે કે, મેરે ઘર કલ એક છોટીયાં કરકે તાયફા આયાથા, વો ગાન કલા ઓર નૃત્યકલામેં એસા કાબીલ હે કે ઇસકી બરોબરી કરે એસી સારી આલમમેં કોઈ નહીં હોગી. ઉસકા ગાનતાન સુનકે મેને બચન દીયા હે કે તુમારેકું નામદાર અકબર બાદશાહસેં મેં મુલાકાત કરવા દણગા સબબ ચાંપરાજ નહીં આયા તો મુદત પુરી હોનેકે લીયે મેં કલ ફજરમે બહોત મઝેસે સજાકા અમલપેં હાજર હોઉંગા. મગર યહ મેરા બચન વૃથા નહી હોવે ઉસ વાસ્તે આપકું અરજ કરને આયા હુ

**અકબર**—અચ્છા, કલ પરસું હમ ઉસકા ગાન સુનેગે ઓર નાચ દેખેગે.

**પહાડસિંહ**—બહોત અચ્છા સરકાર રૂકસત ચાહતા હું.

(એમ કહી એકદમ નીકળી જાય છે)

**અકબર**—બીરબલ, કેસા દયાનતવાલા નેક ઇનસાન હે

**બીરબલ**—ઉસબીના કહે વ અચ્ચે રજપૂતકી મોહોબત નહી હોતી, દેખો સારા દિલ્હી શહેરમેં એક ઉસકી સાથ ચાંપરાજકું મોહોબત થી.

**અકબર**—આફીન તો હમારે મુસલમીનમેંભી એસાઇ હે

**બીરબલ**—હાં સરકાર, વો તો હોઇ! આપ જેસે ખુદાકે બંદે બુજ હે!

**અકબર**—અચ્છા અબ કલરોજ સબ કચેરીકે કામ બંધ કરનેકા હુકમ ભેજ દેનાં, ઓર તુમારે મેરી પાસ ખાનગી કચેરીમેં આનાં.

બીરબલ—બહોત અચ્છા, અબ મેં રૂકસત ચાહતા હું.

(જાયછે)

અકબર—દિલગીર હું કે મેરા એક બડા ઉમરાવકા યહ કિસ્સા બનનેસેં જાન જાયગા.

(જાય છે).

—❋❋❋—

# પ્રવેશ ૩ જો.

સ્થળ—રસ્તો.

પાત્ર—કાલુખાં રંગુડી.

કાલુખાં—રંગુડી, આજ એક બડે ઉમરાવકુ ફાંસી દેનીહે.

રંગુડી—તબતો અચ્છે કપડે ગહીને મીલેગા.

કાલુખાં—વોતો મીલતાઇ હેના !

રંગુડી—આજ રોટી માંગકે લાનાં, કયું કે ઘરમેં દાના નહિહે.

કાલુખાં—રંડી, સબ ઘરકામતં કહાં ચલી જાતી હે, મહીનેમેં તીનસો મુંડદેકા દરખ ઘરમેં આતાહે મગર દમડીભી ઘરમેં નહીં, ચલીજા ઘરમેસેં દુસરીસેં નીકકા પડુંગા.

રંગુડી—નીકકા કાયકું ? હબશીપર તો આપેઇ આશક હોકર આયગી.

કાલુખાં—દેખ સાલી, કાલા શીશમકી પુતલી બકવાદ કરતી હે, તું આશક હુવે બીના આઇહે ?

રંગુડી—મેં તો તુમારી અંખીયાપેં આશક હુઇથી, કેસા જખમ કરતીહે, દો મીલકે એક હો જાતીહે.

કાલુખાં—તબ તું મેરા બદનપર આશક નહીંહે ? મેં તો આપકુ મજનું ઓર તીજે લેલી સમજતા હું.

રંગુડી—અબ રોટીકા કયા કરનાં, બેટી અજુડીને કલ શામસેં એક નવાલાભી નહીં લીયા હે,

કાલુખાં—આજ સો દેડસોકા માલ મીલેગા જો ચાંપરાજ ન આવેગા તો,

રંગુડી—ઇસમેં તો અજુડીકા ઓર મેરા ભાઇકી શાદી કરતીહે

**કાલુખાં**—તેરા ભાઈ જહાનમમેં જાવે, મેરા કામસે તેરા ભાઈકી સાદી ? શિર તોડ ડાલુંગા.

**રંગુડી**—તો મેં પડુંગી માંદી, પીર માલુમ હોગા !

ગાયન.

**કાલુખાં**—જો રંગુડી તુ મરજાવે તો, મેરા હોવે બુરા હવાલ.
ગાનતાન મેં કીસકું સુનાઉં, કીસકે આગે કરૂં કવાલ.
તેરી સંગે સુઊ કબરમેં, તુજસેં અલગ કભી ન હોઉં;
અમલ કસુંબા તબ આતાહે, તેરા મુખ ફજરમેં જોઉં.
ઘરસેં જો તું નિકાલ દેતો, જાઇ ફાંસીપે લટકું અબ;
ગુસ્સા કભી ન કરનાં પ્યારી, ફેર ન ઘરમે આઉંગા કબ.

**રંગુડી**—(ખુશી થઇને)
તુમહો મેરે શાહ અકબર, તુમહો મેરે કાલે દેવ;
તુમહો મેરે આશક પ્યારે, કેસી સુઘડ તુમારી ટેવ
અજુડીકા બાપુ બડા, મેરા દિલકા હો નીવાઝ,
તુમ ફાંસીપર જો લટકો તો, મેરી પુરી હોવે દાઝ.

**કાલુખાં**—સાલી મશ્કરી કરતી હે ?

**રંગુડી**—જાઓ, જલદી, વહાં હાજર હો જાઓ, નહીં તો દુસરેકું હુકમ હોગા.

**કાલુખાં**—આજ તો અચ્છે દાનશમંદકુ ફાંસી દેનીહે, દિલ તો નહી ચાહતા,

**રંગુડી**—અચ્છા અબ મે જાતી હું.

**કાલુખાં**—અપને કયા કરે ઉસમે !

**રંગુડી**—મેંભી રોટી માંગકે અજુડીકુ ખીલાતીહુ.

(સહુ જાયછે.)

—❧❧❧✿❦❦❦—

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—યમુનાનો કિનારો

**પાત્ર—પહાડસિંહ, વિમળાવતિ, ભગવાનસિંહ, કાલુખાં, ને પાછળથી ચાંપરાજ આવે છે.**

**કાલુખાં**—(પહાડસિંહને ફાંસીના લાકડા પાસે હુકમ સંભળાવતા) નામદાર અકબર પાદશાહકા ફરમાનસે તુમકું યહ હુકમ મેં સુનાતા

હું કે પાદશાહ સલામતકી રૂબરૂ ચાંપરાજ કે બદલ તુમને તુમારા શિર કબુલ કીયા, સો ચાંપરાજકી મુદત પુરી હુઈ, લેકીન વો આ પહુંચા નહિ વાસ્તે શરત માફીક તુમકું યહ ફાંસીકે લકડેપર લટકાનેમેં આતા હે, તેયાર હો જાઓ

**ભગવાનસિંહ**—ભાઇ, મેરે શેઠકે બદલ મેં ફાંસીકે લકડેપર લટકનેકું ચાહતા હું.

**વિમળમતિ**—ભાઇ મેરે પ્રાણનાથ કે બદલ મુઝે ફાંસી દો.

**કાલુખાં**—એસા કભી નહીં હોગા, ગડબડ છોડો, જીને શિર કબુલ કીયાહે ઉસપર સજાકા અમલ હોવે, દુસરેપર નહિ.

**વિમળમતિ**—ભાઇ, હમ ઓર યહ લડકા, દોનુકું લટકા દો.

**કાલુખાં**—અબ યહ બાત છોડદો, કુચ્છ ખાણાં લાયે હોતો દો.

**પહાડસિંહ**—પ્રિયા, તમે શોચ નહીં કરો, આજ મોટો હર્ષનો દિન છે, કે મિત્રને બદલે મારો જાન અર્પણ કરી આ ફાની દુનિયાનો હું ત્યાગ કરૂંછું.

**વિમળમતિ**—(તે વચનો શ્રવણ કરીને.)

(સહીયર દુઃખ શું દાખવું એ ચાલ.)

પ્રાણનાથ મિત્ર માટે તો, આપોછો તમે પ્રાણ,
એથીરે સુકૃત શું બીજું, આ વિશ્વમાં પ્રમાણ. પ્રાણ૦
ધન્ય ધન્ય દિન આજનો, મિત્રના બચશે પ્રાણ,
એથી હર્ષજ છે મુને, મિત્ર તણા સુજાણ. પ્રાણ૦
પણ તમ વિયોગ તો સાલશે, અહેવાતન આ ખંડીત,
દુઃખ એ અવધિ પીયુ મારા, પુરવનાં એ સંચીત. પ્રાણ૦
તમવિના ગૃહ શૂન્ય લાગશે, ઝુરી ઝુરી મરીશ,
પીયુ મારા આ સંસારડો, ખારો લાગે આ દીશ. પ્રાણ૦
થાઉં સતી તમ પાછળે, બળું તમારી સંગાથ,
પણ પાદશાહ રોકશે મુને, નહિ લેવાય એ વાત. પ્રાણ૦
ત્યારે ઝુરીને મર્યા વિના, બીજો નથી ઇલાજ,
થોડા રોજમાં આવી મળું, જાણશે સહુ સમાજ. પ્રાણ૦

**પહાડસિંહ**— રાગ ઉપરનો.

પ્રિયા શોક છોડો તમે, આથી દુઃખ મુને થાય;
વિલાપ તમારો સાંભળી, હૃદય ફાટી તો જાય. પ્રિયા૦
ઘેર જાઓ હવે હર્ષથી, બાળ લઈને સંગાથ;

વિલંબ થાય હવે મને, શાહ કોપશે તાત. પ્રિયા૦

નોકર ચાકરને સંભાળજો, હવે છેલ્લા પ્રણામ;
ભગવાનસિંહ સંગે જા ભાઈ, કહેજે સૌને સલામ. પ્રિયા૦

મિત્ર મારો નકી આવશે, જાણશે જો આ વાત;
ધીરજ આપજો એહને, નહીંતર કરશે એ ઘાત. પ્રિયા૦

મિત્ર કદી હમણાં આવશે, અમર નહીં થશે નામ;
એ ચિંતા છે મારા મનમાં, મળશે નહિ ખરચ્યે દામ પ્રિયા૦

માટે વિલંબ હવે નહીં કરો, હર્ષ મુને અપાર;
જનમોજનમ હું માગુંછું, આમ કરજો કિરતાર પ્રિયા૦

**કાલુખાં**—પહાડસિંહજી, અબ યહ સબ પંચાત છોડદો ઓર સત્વર યહ રસી ગલેમેં ડાલો, ( સ્ત્રી તથા ભગવાનસિંહ સામુ જોઈને ) અબ તુમ યહાંસે દુર જાઓ.

**વિમળમતિ**—હમારી યહ અબ છેલ્લી મુલાકાત હે, થોડી દેરતો ઠેરને દો.

**કાલુખાં**—દો ઘંડા તકસેં ગડબડ ચલતી હે, પાદશાહ હમારા પર ખફા હોયગે તુમારા દાદા આયા નહીં, હમ કયા કરે.

**ભગવાનસિંહ**—(વિમળમતિ પ્રતિ) આ કેવું અસભ્ય બોલેછે?

**વિમળમતિ**—બચ્ચા, એ નારકી જીવ સમજવા.

**કાલુખાં**—(એ સાંભળી જતાં) તેરા બાપકું ફાંસી દેવગે, પીછે હમ નરકમેં જાયગે; દેખ યહ લકડા ગીરા દેતાહું. મીઠાઈ તો લાયે નહિ ઓર દેખને આયેહો, ઉસમે હમારે કયા!

**વિમળમતિ**— પ્રાણનાથ, મારાથી આ જોયું નથી જાતું.

**પહાડસિંહ**—પ્રિયા, આજનો દિવસ મંગળીક સમજજો

( સ્ત્રી નોકર આદિ જાયછે, ને પહાડસિંહ ગળામાં રસી નાંખવા જાય છે એટલામાં)

**નેપથ્યમાં**—સબુર કરો! સબુર કરો! નિરપરાધીકું મત મારનાં!! મેં ગુન્હેગાર ચાંપરાજ આ પહુંચાહું!

**કાલુખાં**—(તે સાંભળી) પહાડસિંહ ખડે રહો.

**પહાડસિંહ**—કાયકે વાસ્તે ? (ત્યાં તો ચાંપરાજને જોઇને) અફસોસ ! ચાંપરાજ આવ્યો ! !

**ચાંપરાજ**— રાગ ઉપરનો.

ધન્ય ધન્ય મિત્ર તુજને, ધન્ય તારીરે ટેક;
મિત્રાઇની રીત જાણે તું, કૃત્ય કર્યું તે છેક. ધન્ય.
ધિક ધિક છેરે મુજને, વિલંબ થયોરે જરા,
તેથી આમ વેઠવું પડયું મારગ હોરે ધરા. ધન્ય
મૃત્યુ કદી તારૂં થાત તો, લાજત મારીરે જાત;
શું મુખ લઈ તારા પુત્રને, હું દેખાડત ભ્રાત. ધન્ય.
એક તરફ આ દુઃખ છે, બીજી તરફે તુજ થાત;
એ જીવવાથી મરવું ભલું, કરત હું આપઘાત. ધન્ય
વચન મારૂં જો જાત તો, જગમાં એમ કહેવાત;
હાડાએ મિત્રને મારીયો, ધિક્ક ધિક્ક એ જાત. ધન્ય.
દુર્લભ તુજ સમ મિત્ર તો, મળવા આ જગમાંય;
મિત્ર માટે નિજ શિર દીયે, એવા કોક વીરલાય. ધન્ય.
રામ રામ છેલ્લા છે હવે, છેલ્લા હવે પ્રણામ;
આ બાળની સંભાળ લે, પ્રીતે પોચી નિજધામ. ધન્ય.

મિત્ર ! કલાક ત્રણનો ફેર પડયો તેને માટે દિલગીર છું તોપણ ઇશ્વરે મારી લાજ રાખી એકદમ પરભારો આવી બદશાહની રૂબરૂ ગયો, ત્યાં બીરબલ સંગાથે ખાનગી કચેરીમાં હતા, ત્યાં એકદમ મળીને આવ્યો છું. હુકમનો આ અમલ મેં ત્યાંજ સાંભળ્યો કે દોડયો આવ્યોછું ક્ષમા કરજે ! !

**પહાડસિંહ**—( જે ચાંપરાજને જોઈ સ્તબ્ધ બની ગયો હતો તે. )

રાગ ઉપરનો.

દૈવ આ શો કોપ તેં કર્યો, મોકલ્યો મુજ મિત્ર;
જોવાય નહિ ઘાત મિત્રની, જે છે પરમ પવિત્ર. દૈવ.
મિત્ર વિના મરવું ભલું, જે મારો જીવજાન;
તે જતાં જગમાં શું રહ્યું, મારે મન સૌ વેરાન. દૈવ.

**કાલુખાં**—નામદાર અકબર બાદશાહકા દુસરા હુકમ આયા અબતો હમ કુછ નહીં કરેંગે ચાંપરાજ તુમકી ડેરો.

ચાંપરાજ—મેં ખુદકું મીલકે આયાહું, ઓર અભી એક આદમી હમારે વાસ્તે હુકમ દેનેકુ આતાહે.

કાલુખાં—અચ્છા તબ આનેદો, વહાં તલક ઠેરો.

ફતેહખાં—(પ્રવેશ કરીને) પહાડસિંહજી,તુમારી નેકીપર નામદાર અકબર બાદશાહ ખુશ હુવેહે, ઓર આજ ખાસ દરબાર ભરનેકા હુકમ દીયાહે, ઓર તુમકું વહાં બુલાયેહે, સો તુમ ઉધર ચલો, ઓર ચાંપરાજ ઠાકોરકે વાસ્તે હુકમ દીયાહે કે ઉસકી સજાકા અમલ દો દિન મુલતવી રખાહે, વો અબ ઉસકે મકાનપેં જાવે કાલુખાં, તુમ જાઓ.

કાલુખાં—કહાં જાવે ?

ફતેહખાં—જહાનમમેં.

કાલુખાં—તું ભી ચલ મેરે સાથ (જાયછે)

પહાડસિંહ—દોસ્ત મેં કચેરીમેં જાતાહું.

ચાંપરાજ—બહોત અચ્છા મિત્ર જાઓ

(એ રીતે સઉ જાય છે.)



## પ્રવેશ ૫ મો.

સ્થળ—અકબર બાદશાહની કચેરી.

અકબર, બીરબલ, કાજી, શેરએક, છોટીયાં, ને તેની છોકરી બનેલી સોનરાણી,પહાડસિંહ,ચાંપરાજ,માનસિંહ,ગંગકવિ, પૃથુરાજ, તાનસેન, ટોડરમલ, ચોબદાર વીગેરે.

અકબર—પહાડસિંહ જેસા ઉમરાવકી નેકીપર મેં આફરીન હુવા હું.

**બીરબલ**—નામદાર, ઇનસાનકા દિલકી પરીક્ષા બારીક વક્ત બિના નહિ પડતી.

**કાજી**—હાં, ખુદાવીંદ, એસા દિલજાન દોસ્ત હમને કભી નહીં દેખાહે

**માનસિંહ**—પહાડસિંહમેં ક્ષત્રીકા શુરાતન ઓર ધીરવીરપના નજર આતાહે.

**કાજી**—ચાંપરાજ ભી ઇસકે જેસા હે.

**ગંગકવિ**—હાડા વરાણા, અટકી બાપ અટંકા.

**પહાડસિંહ**—(પ્રવેશ કરીને)નામદારકી હુજૂરમેં કુરનસ બજાતાહું.

**અકબર**—(તે બેઠા પછી) પહાડસિંહ, શાબાશ હે! તેરી નેકીપર મેં આફરીન હું; દિલ દેના તો એસાહી દેના.

**બીરબલ**—ખુદાવીંદ, એસે નેક આદમીકી મુગલ રાજમેં હર હમેશ જરૂર હે.

**અકબર**—બીરબલ, પહાડસિંહકું મેં સેનાખાસખેલકા ઇલ્કાબ ઇનાયત કરતા હું.

**પહાડસિંહ**—( તે સાંભળી સલામ કરીને ) બંદેનીવાઝ, યહ રીદી બડા એહેશાન મંદહે.

**અકબર**—પહાડસિંહ, ચાંપરાજકી જાન સીવા ઓર કુચ્છ માંગના હોવે સો માગલો.

**પહાડસિંહ**—સરકારકી રેહેમ સીવા મુઝે ઓર કુછ નહિ ચાહિયે, તોભી મેરી એક અર્જ હે.

**અકબર**— કયા હે ? ખુશીસેં બોલો ?

**પહાડસિંહ**—આપકું ઉસદિન જો અરજ રોશનકીથી,ઉસકા અમલ અભીતક નહીં હુવાહે; છોકરીયાં ઉમેદ રખકે ગામમેં ઠેરીહે.

**અકબર**—બીરબલ, ઉસકું અભી બુલાઓ, ઉસકા ગાન તાન સુનને ચાહતાહું

**બીરબલ**— પહાડસિંહકું આપને ઇલ્કાબ દીયા, ઇસ ખુશાલીમેં યહ બડી અચ્છી બાત હે, અભી બુલાતાહું.

**કાજી**—હાં હાં, પહાડસિંહજી, વો નાચમેં અચ્છે હે ?

**પહાડસિંહ**—હાં કાજીસાબ, નાચમેં બડે હુંશિયાર હે.(અકબર પ્રતિ) ખુદાવીંદ, મેરી જીંદગાનીમે ઐસા ગાયન કભી સુના નહિ જેસા બદન, તેસા મધુરકંઠ હે.

**અકબર**—તબ જલદી બુલાઓ.

**બીરબલ**—ફતેખાં, વો તાયફાકું બુલાઓ.

**ફતેખાં**—હુકુમ હુજૂર.

**ચોપદાર**—(તાનસેન પ્રવેશ કરી સલામ ભરે છે ત્યારે) ગુની તાનસેનકી સલામપેં નીગાહ રખીયે મહેરબાન.

**બીરબલ**—આઇયે તાનસેનજી બેઠીયે.

**તાનસેન**—જીહાં, સરકાર. (તે બેઠા પછી ગાવું શરૂ કરેછે.)

**રાગ ભેરવી.** ( ધ્રુપદ )

જમુનાકે નીર તીર, બસ્યો ગુલજાર શહેર;
દિલ્લીકો તખત બડો, શેરશાહ પીછાન્યોહે. જમુના૦
ગુનીકો કદરદાન, સંગીતકો હે નીધાન;
સબેં કલાકી પીછાન, જાહીર જગ જાન્યોહે. જમુના૦
હિંદુ વ મુસલમાન, એક દ્રષ્ટેં તેરો તાન;
ખુદાકો બંદો તેરો, આદમમેં બખાન્યોહે. જમુના૦
કેત ગુની તાનસેન, સુનો દિલ્હી શાહમેરે;
તેરોયે પ્રતાપ દેખી, મેરો મન માન્યોહે. જમુના૦

**રાગ બીલાવર.** (ધ્રુપદ)

પૂનમકો હુવો ચંદ, શાહ પ્રતાપી પ્રચંડ;
નવેખંડ મુલ્ક ધર, અપને હાથ કીનોહે. પૂનમ.
સ્થાપ્યો કાયદા કાનુન, ધર્મકી મૂકી ઝનૂન;
એક અદલ ન્યાયહી, રૈયતકું લે દીનોહે. પૂનમ૦
જોજો ગુનવંત આયે, તેરી તો પરીછા પાયે;
અકલ ફિરસો અનેક, કચેરી કર ચીન્હોહે. પૂનમ૦
કેત ગુની તાનસેન, સુનો મેરે દિલ્હીશાહ;
નીતિ જાગમેં સ્થાપન. અવતાર તેને લીનોહે. પૂનમ૦

**પહાડસિંહ**—નામદાર, મેરા દોસ્ત ચાંપરાજકુ દો દિન પીછે ફાંસી મીલનેકા હુકમ હે, તો યહ છેલ્લી મહેફલમે ઉસકી મુલાકાત ચાહતાહુ; આપકી નેક નિગાહસે ફરમાન હોવે તો.

**બીરબલ**—તુમારે જેસે દોસ્તકું એસી અરજ કરનાં મુનાસબહે.

**પહાડસિંહ**—હાં બીરબલસાબ, વો મેરે દોસ્ત ગાયન કે બડે શોખીન હે.

**અકબર**—અચ્છા, તબ ચાંપરાજકુંભી બુલવાઓ.

(બીરબલ તેને પણ બોલાવવા સિપાઈ મોકલે છે ને ત્યારબાદ છોટીયાં પ્રવેશ કરીને સલામ કરેછે.)

**બીરબલ**-(છોટીયાંને) કહાંસે આતેહો? ઓર તુમારા નામ ક્યાહે?

**છોટીયાં**—જી હજૂર, મેરા નામ છોટીયાં હે, મેં બુંદીકોટાસેં આપકા નામ સુનકે ઇધર આઇહું, આપ સંગીત કલામે બહોત પ્રવીન ઓર કદરદાનહો, એસા સુનકે મુદામ ઇધર મુજરા કરનેકું આઇહું.

**બીરબલ**—તુમારા ગાન નાચ જહાંપનાંહ અકબર બાદશાહ દેખને ચાહતેહે, શીરૂ કરો.

**છોટીયાં**—જી હજુર, અરજ હેકે મેરા રાજાકું મેં ઇધર દેખતી નહીં, સો ઉસકું બુલાનેકા હુકમ હોના ચાહિયે.

**બીરબલ**—શાબાશ, એસી અરજ તુમારે મુનાસબહે, વો અભી આતે હે; ગાયન ચલાઓ.

( ગાયન શરૂ કરેછે. )

**ચાંપરાજ**—(પ્રવેશ કરીને તથા સલામ કરી બેઠા પછી સોનરાણીને જોઇ સ્વગત) અયે કમજાત! ઇશ્વરભી આપ! ધિક્કાર હે તેરી જાતકું! અભી યહ શમશેરસે તેરા ટુકડે ટુકડા કર દેતા મગર કચેરીકી મર્યાદ લોપ નહીં શકતા. (દાંત પીસીને) રંડા કીસીકીભી ન હોવે!!

(ત્યાર પછી છોટીયાંએ એક મધુર ગાયન ગાયું તે સાંભળી સબ સભા રંજન થઈ ગઈ છે.)

**અકબર**—બીરબલ, કયા સર અચ્છા હે!

**બીરબલ**—નાચકી તાલીમ ઉત્તમ હે!

**કાજી**—કયા ખુબસુરતી હે પરવર દીગાર!!

**શેરબેક**—કેસા ગુલબદન હે!

**અકબર**—મગર ઉસ્કી કયા લ્યાકત હે, કાજી સાહેબ!

**કાજી**—યા ખુદા, હમતો ઉસ્કે બદનપર રીઝાહે!

**બીરબલ**—ખુદાવીંદ, કાજી સાહેબકા દિલતો ઉસ્કે બદનપર હીં લગા હે!

**અકબર**—ઉન્ને એક એક બાતપર સબકા દિલ લગાયા હે.

**બીરબલ**—(ખુંદીકોટાની ગુણિકા છે તેથી ચાંપરાજ પ્રતિ) ઠોકાર, તુમારે ગાંઉમેં તાયફા તો બડા અચ્છા હે!

**કાજી**—હાં ઠાકાર, દિલ્હીમેં ઇસ્કે મીસલકા નહીં હે!

**શેરબેક**—એસા તો ખુબસુરત એક યેઇહે દુસરે તો નહીં હો

**ચાંપરાજ**—(એ સાંભળી અતિ ક્રોધમાં) હાં, અચ્છા હે! હમ પીછાનતે હે.

**અકબર**—તાનસેનજી, કુછ ગાયનકી ફરમાશ કરો!

**તાનસેન**—અચ્છા, છોટીયાંજી, એક મેવાડાકી ચીજ સુનાઓ.

**છોટીયાં**—(ચાંપરાજે સોનરાણીને ઓળખી છે તેથી બહુજ ક્રોધાતુર થતો જાય છે,'રખેને સભામાં એ કાંઇ વધુ ઘટુ બોલી જાય એવી ધાસ્તીથી એક તેનેજ સમસ્યાયુકત બોલેછે)

**રાગ મેવાડો.**

કોઇને શિરપર વગર વિચારરે, ખોટું ના દીજેરે આળ; કોઇને.
સુરજ છાયો બાદલે, તે દો ઘડી છુપી જાય;
બાદલ છાંયા બીખરી જાતાં, જાહેર જગમાં જણાયરે. ખોટું.
કંચન શુદ્ધ છે શોભીતું, તેને બાદલું કહેશે કોઇ;
તાપ તેને દઈ કરે કસોટી, હેમ પ્રગટ તવ હોયરે. ખોટું.
ફુલ ફુલેલું બાગમાં, તેની સજ્જન લેશે સુવાસ;
દુર્જન દોષ જો ઘ્રાણમાં, તેને આપશે તેજ કુવાસરે. ખોટું.
નરનારીનાં જોડલાં, તેનાં દિલની દોરી એક;
વેહેમ વિચારી લાવશો, તેમાં પ્રુતે તજે નહિં ટેકરે. ખોટું.

અજબ ગાંઠ છે સ્નેહની, તે દંપતીના દિલમાંય;
એકવાર તે તુટશે તેવી, બીજી નહીં બંધાયરે.    ખોટું.

કોઇ ન પડશો સજ્જનો, કદી દુર્જન કેરે પાસ;
સુખનો સાજ તે તોડશે ને, દિલને કરશે ઉદાસરે.    ખોટું.

વિચારી નર વાવરો, નમે દુર્જનની તરવાર;
સાચ ખોટ જાણ્યા વિના, તે ગુપ્ત મારશે મારરે.    ખોટું.

**અકબર**—(એ સાંભળી) બીરબલ, મેં બહોત ખુશ હુવાહું યહ ગાયનસેં.

**બીરબલ**—કયું છોટીયાંજી?

**છોટીયાં**—હાં મેરે હજૂર, કયા ફરમાંન હે?

**બીરબલ**—જહાંપનાંહ, તુમારા ગાયનસેં બહોત ખુશ હુવેહેં, બોલો કયા તુમારે ચહીયે? કપડે, દાગીને વ જવાહીર અપની જીભાનસેં જો કુછ બોલેગે સો મીલેગા.

**છોટીયાં**—નામદાર, મુઝે કુછભી ન ચઇયે, મુઝે આપકા બંચન ચેયે. આપ મુલ્કું કે બાદશાહ, જો ગાયનકી ખુજ જાનનેવાલે હો, ઉસ્કી પાસ પરીક્ષાકે વાસ્તે ગાનતાન કરતી હું, કુછ પૈસા નહીં મંગતી.

**અકબાર**—બીરબલ મેરી પરીક્ષા તો એસી હે કે યહ કોઇ ખાનદાનકા ફરજન હે. કયું ગંગકવિ!

**ગંગકવિ**—    કવિત.

દીખત સ્યાની સુજાન, ગાનતાનકી પીછાન;
ખાનદાન માન તેસો, બોલનસે બડી હે.
બદનમેં કેસી ગોરી, ચીતહુંકું લેત ચોરી;
ચંપક કલી નઇ કયું, ચંપકસેં ખરી હે.

અમરૂંકી અંગનાકું, સંગ મોહ જાત હેકે;
ભૂતલ કયું વારાંગના, ધર્મ રાજ ધરી હે.
કહતહે કવિગંગ, મેં તો જાનું દિલ્લીપતિ,
ઇંદ્ર હુકે ભુવનસેં ઉરવશી પડી હે.

**બીરબલ**—વાહ ગંગકવિ! બહોત અચ્છા ચિતાર દીયા કયું તાનસેનજી?

**તાનસેન**—જી સરકાર યહ કોન હે !

**કવિત.**

એક વખ્ત ઇંદ્રરાજ સભામેં હુવો બીવાદ;
કોન રાગ બડો એસી, લગી જહાં લડાઇહે.
માલકોશકે મેં બડા, દીપકકું કોપ ચડા;
હીંડોલ હો ગયા ખડા, શ્રીને બ્રાંહ ચડાઇહે.
ભેરવ મેઘ રાગ આયે, રાગીની સંગે બુલાયે;
ભર્તાકો માન ખંડન, સુની સો રીસાઇહે.
કહેતાન ઇંદ્ર બૌન, છાંડ રાગ છત્તીશ;
મૃતલોક માનવ રૂપે, પરીછા દેને આઇ હે.

**અકબર**—બીરબલ,કેસી અન્યોક્તિ અલંકાર તાનસેનજી લાયેહે.

**બીરબલ**—જહાંપનાહકી પાસ એસેઇ ગુનવંત બસતેહે, નામદાર, અબ ઉસ્કે બચનકી બાત:—

**અકબર**--બહોત અચ્છા, છોટીયાંજી તુમારે લાજીમ વહમારે અમલ કરનાં મુનાસીબ એસા બચન દેતે હે.

**છોટીયાં**—આપકું કુછ મુસ્કીલ હોવે વેસા નહી.

**અકબર**—અચ્છા બોલો કયા અર્જ હે ?

**છોટીયાં**—નામદાર, આપકી કચેરીમેં યહ જો શેરબેક મીયાં બેઠા હે, સો હમારે બુંદીકોટામે, થોડે રોજ પર આયાથા ઓર ઉધર ત્રણ માસ તલક મેરે વહાં મુકામ રખકર મેરી યહ બાંદીકે સાથ ઉન્ને બહોત મઝેસેં એશ આરામ કીયા હે, ઓર મેરા ઠરાવ રોજકા એક હજાર સુના મહુરકાથા, ઉસમેસે ચાલીશ હજાર સુનાં મહુર ઉન્નેં ચુકાદીહે ઓર બાકી આધા લાખ સુનામહોરકા વો મેરા કરજદાર હે સો હુજુરકા હુકમસેં અબી મીલની ચેયે.

**શેરબેક**—(આશ્ચર્ય પામીને) લાહોલવલાહકુત ! યાખુદા પરવર દીગાર ! યહ ક્યા બાત કરતી હે ! કોન કમબખ્તને ઉસ્કા મુંબી દેખા હે !

**છોટીયાં**—મીયાં, એસા જાુઠ કહેનેસે કયા ફાયદા હે ! ઈતની બખતમે ભુલ ગયે ! બેશક આજ તો બડે અચ્છે થે.

**શેરએક**—અમા ! મેં કબ તીજે ધરું આગાથા, ખુદાકે• વાસ્તે તોં સચ બોલ

**બીરબલ**—( અકબર પ્રતિ ) નામદાર, યહ છોટીયાં જુઠ બોલ વેસી નહિ હે

**શેરએક**—બીરબલ, તુમ યે કયા બાત કરતેહો, કોન ફ્રા તુખમને ઇસ્કી બાંદીકા મુંભી દેખા હે ! !

**કાજી**—ખુદાવીંદ, એસા કુચ્છ હોવે ! બુંદીકોટામેં જાકર તીન માસ તલક રહા, ઓર ગાળેમેં ઉન્ને તાયફાકા મુંભી દેખા નહીં હોગા•તોં દુસરા ઉન્ને કયા કીયા હોગા.

**શેરએક**—અરે કાજીસાબ, મેરે બાપ દાદેકી કસમ ! જો ઉસ્કા ધર વ નામભી જાનતા હોઉં તો !

**અકબર**—બડી તાજુબીકી બાત હે! શેરએક, બારીક બિચાર કર તું ઉધર યહ નાયકા કે ધરું રહાહે એસા માલુમ હોતા હે, જો તું ઇસ બાતમેં જુઠા પડેગા, તો જેસા ચાંપરાજકા શિર લેતા હું વેસા તેરાભી જાન લઉંગા, બેશક યાદ રખનાં.

**શેરએક**—ખુદાવીંદ, કલા મલાંકી સોગન હે, જો મેં ઇસ લુંડીકે ધરું રહા હું તો! નામદાર, યહ બીલકુલ બનાવટ કર બોલતી હે હુજૂરકા ફરમાન હોવે તો મેં કલાં મલાંકી સોગનપર કરાર કરનેકું તૈયાર હું.

**બીરબલ**—કયું છોટીયાં, યહ કયા કહતા હે ?

**છોટીયાં**—બહોત અચ્છા હુજુર જો યહ શેરએક કલાં મલાં• ઉઠા કે કરાર કરતા હે, તો મેરી પાસ ઓર બહોત પુરાવાહે, સો મેં પીછેસેં દેઉંગી.

**અકબર**—બહોત અચ્છા, બીરબલ, કરાર લીખલો, ઓર યહ શેરએકકી ઉસ્મેં સહી લો.

**બીરબલ**—જેસા નામદારકા હુકુમ ! (લખીને) ખાવીંદ, સુનીયે.

**અકબર**—બાંચો ?

**બીરબલ**—મેં શેરએક, દિલ્હી તખ્તનશીન, ખુદાવીંદ અકબર બાદશાહકી રૂબરૂ કરાર કરતા હું કે જો મેં બુંદીકોટામેં જાકરે યહ ગુનકાકી બાંદીકા મુંભી કભી દેખાહોવે, વ ઇસ્કા એક પૈસાકાભી

કરજદાર સાબીત હોઊં, ઓર ઈશકકી બાતમે યહ ઓરત મુઝે અમા વ બેંણુ બરાબર ન હોવે તો ખુદાવીંદ અકબર બાદશાહ જો સજા મેરે શરપર રખે વો ઉઠાનેકુ તૈયાર હું.

**અકબર**—બીરબલ, તારીખ ઉસ્મે લીખો, વ ફાંસીકી સજા લીખો

**બીરબલ**—બહોત અચ્છા સરકાર, સબ લીખાહે. (શેરબેકને આપીને) શેરબેક મીયાં, ઈસ્મે સહી કરો.

**કાજી**—શેરબેક, ઉઠાઓ, યહ કલાં મલાં ઓર પીછે સહી કરો.

**શેરબેક**—(કલાં મલાં હાથમાં લઇને) યહ ઓરત ઇશકકી બાતમે જો મુઝે અમા વ બેણુ બરાબર ન હોવે વ ઉસ્કા મુંભી મેંને કભી દેખા હોવે તો યહ કલા મલાંકી કસમ હે. (પછી સહી કરેછે.)

**છોટીવાં**—(સહી કર્યા પછી તુરત) પડદા કરલે.

**દાસી**—બહોત અચ્છા, બાઈ સાહેબ !

(પછી તેની છોડી સોનરાણીના મુખપર બુરખો નાંખેછે ને આડો એક વસ્ત્રનો ચક ધરી રાખેછે, તે બંને કચેરીને એક ખુણે જઈ ઉભાં રહેછે.)

**અકબર**—યહ કયા તાજુબી!

**બીરબલ**—નામદાર, કુચ્છ થોરા માયના મુજે સમજ પડાહે.

**સોનરાણી**— રાગ લાવણી.

મુજ ઉપર ગૂજરી પિતા પાદશાહ જાણી,
હું હવે ગુણીકા નથી, હાડાની રાણી. મુજ૦

**અકબર**—( એસાંભળીને ) આહાહા! પરવરદીગાર, યહ હાડાકી રાણી !! શાબાશ ! ચાંપરાજહાડા શાબાશ !! તુઝે ઓર તેરી રાનીકું શાબાશ હે !

**શેરબેક**—(સ્વગત) ગજબ હુવા.

**બીરબલ**—ધન્ય હે ખુદાવીંદ ધન્ય હે ઉસ્કું !!

**કાજી**—વાહ પરવર દીગાર, કયા કુદરત તેરી !

**સોનરાણી**— રાગ ઉપરનો.

એણે નથી દીઠું મુજ મૂખ, વાતછે સીધી,
હઠ ખરી આટલીવાર, વાતમાં લીધી. મુજ૦

**બીરબલ**—સચ્ચ બાત, શેરમીયાં, તેરી હઠ સચ્ચી હે, તેંને ઉસ્કા મં કહાંસે દેખા હોવે.

**કાજી**—યા પરવર દીગાર, સચ્ચી બાત અબ જાહીરમે આઇ !

**સોનરાણી**— રાગ ઉપરનો.

આવ્યા છે જ્યારથી, હાડો આપની પાસ;
હું જપતપ કરતી; હતી સદા ઉદાસ. મુજ૦
હું હતી મેહેલમાં, પતી ધ્યાન દ્રઢ ધારી;
એકદમ રાજાજી આવી ઉઘાડી બારી. મુજ૦

નવ પૂછ્યું ગાછ્યું, કરી વચનની વૃષ્ટિ;
મુંને કહેવા લાગ્યા નાથ, ઝેરની દૃષ્ટિ. મુજ૦
હું જાણું નહિ શું નાથ મુજ તસ થયેલા,
હના અતિ વ્યાકૂળ સ્તબ્ધને ઘેલા. મુજ૦
મેં કહ્યું મારો અપરાધ જણાવો પ્યારા;
વણ ઉત્તર દઇ ધિક્કાર, થયા અશ્વારા. મુજ૦

એણે કહ્યું તાહરે માટ, મુજ શિર જાયે;
ધિક ધિક અબળાની જાત, પણુજ ખોવાયે. મુજ૦
મેં પગ નથી દીધો બહાર, બુંદીકોટાથી;
હું થઈ નાયીકા નાર, આરોપ ખોટાથી. મુજ૦

કરી કસોટી મુજ ભગવાન, તમારી દ્રષ્ટે;
મુજ લજ્જા રાખી નાથ, પોચાડી કષ્ટે. મુજ૦

મુજ પતિએ કીધી, શરત આપશું ભારી;
હતો હૃદય વિશે વિશ્વાસ, સતી છે નારી. મુજ૦

જ્યારે ભૂલે નીજ ભરથાર, નારીએ કહેવું;
કરી કળાને કાઢવા બહાર; સુખ દુઃખ સહેવું. મુજ૦
જો રાખી શરમ હું નાવત, આપ ભૂવનમાં;
મુજ પનિતણી રહી જાત, મનની મનમાં. મુજ૦

**અકબર**—(ગુસ્સે થઇને) એ કમજાત, શેરએક, ધખર આ ! સચ્ચ બોલ ક્યા ! હકીકત હે !

**શેરએક**—(ધ્રૂજતો ધ્રૂજતો) ખુદાવીંદ, સચ્ચી હકીકત આપ જાહીર કરતા હું મુજે માણી મીલની ચૈયે, મેને બે અકલસેં યહ કામ કીયા હે.

**બીરબલ**—મારીકા વિચાર પીછે, અબ તેરી ખરી હકીકત રોશનકર કયા બેમાની તેને કીહે ?

**શેરબેક**—ખુદાવીંદ, મેં નામદારકા ફરમાનસેં ઈહાંસેં બુંદી-કોટા ગયાથા.

**કાજી**—નામદારને કબ હુકમ દીયાથા ? તેરી ખુશીસેં ગયાથા.

**બીરબલ**—સુનો કાજીસાહેબ, સુનો, બોલને દો.

**શેર બેક**—પીછે ઉધર મેંને બહોત તકલીફ ઉઠાઈ, લેકીન કીસી તરહસે ઉસ્કે મેહેલકી દેવડીભી દેખને ફતેહમંદ નહીં હુવા, તો ઉસકા મું તો કહાંસે દેખું ! આખીર એક માલનસેં મસલત કરકે વો ચાંપરાજકી ફુફી બનકર રાની પાસ ગઇ, ઔર વહાં થોડા દિન રહકર સબ હકીકત ઉસ્કે મહેલકી સબરાહ, નામ ઓર ઉસ્કે બદનકી નિશાની યાદ રખકર મુજે આકર કહા, ઉસ પરસેં સબ બનાવટ કરકે મેંને આકે આપકું રોશન કીયા, એસા બે અખતી-યાર કામ હાથ લીયા, અબ મુજે બડી દીલગીરી હોતી હે.

**અકબર**—એસી બડી નેક ટેકવાલી ઇજતદાર ક્ષત્રીકી ઓરત પર તુંને બનાવટ કર જુલમ ગુજારા, ઓર તું તેરી શરતમેંભી જુઠ્ઠા હુવા ઉસ બાસ્તે તેરા શર ઉડાનેકા અભી હુકમ કરતા હું. (ચાંપ-રાજ પ્રત્યે) ક્યું, ચાંપરાજ ઠાકોર, યહ બાત તો એસી હુઇ હે !

**ચાંપરાજ**—ખુદાવીંદ, મેંનેતો જબસે મેરી ઓરતકી હકીકત સુનીહે, તબસેં દિલગીરીમેં ગીરફતાર હુવા હું કે મેને બડા સાહસ કીયા !

**અકબર**—બીરબલ, યે ચાંપરાજકી ઓરતકી કયા નેકી હે, મેં જાનતા હું કે સારી આલમમેં ઇસ દુનીયાપર એસી અપને ખાવીંદસે નેક ઓર ઇમાનવાલી ઓરત નહીં હોગી, ઉસપર યહ કમજાત શેરબેકને ફરેબ ઉઠાકર તહોમત દીયા, ઓર વો ઓર તને અપના સત દીખલાને વાસ્તે ઇતની તકલીફ ઉઠાઇ. બીરબલ, યહ કમજાત શેરબેકકા શિર ઉડાનેકા જલ્દી બંદોબસ્ત કરો.

**બીરબલ**—હાં, ખુદાવીંદ, અપરાધીકું સજા બેશક મીલની ચેયે. (શેરબેક પ્રતિ) શેરબેક, તું તૈયાર હોજા.

**શેરબેક**—નામદાર, એક વકતકે વાસ્તે મુજે માફી મીલની ચૈયે. (ચાંપરાજ પાસે જઇ તેને પગેનમીને) હાકાઠાકોર, મેં આપકે શરન હું.

**કાજી**—લખ લાનતહે શેરબેક, એસી પાક ઓરતકું બેહુરમત કરને ગયાથા, ઓર અબ માફી મંગતા હે, સો મીલેગી કયું ? (ભેહકાવીને) ઠાકોર શરન આયાહું સો કભી હોનેવાલા નહીં.

**ટોડરમલ**—નામદાર, એસે અપરાધીકું માફી મીલે વો રાજ નીતિસેં વિરૂધ્ધ હે.

**પૃથુરાજ**—ઉસ્કું તો ઇસસેભી જાસ્તી શિક્ષા મીલની ચૈયે, હમ રાજબંસીકી ઇજતપર હુમલા કીયા વો કુછ છોટી બાત હે

**તાનસેન**—એસે નાદાનકું અવશ્ય જેર કરનાં ચહયે. કેસે શુરવીર શોખીન ચાંપરાજ જેસે ઠાકોરકું ઉન્ને સતાયા હે, દુર્જનકું માફી મીલની ન ચૈયે.

**ગંગકવિ**— કવિત.

અકારન દ્વેષ કરે, ઇર્ષામેં અંગ જલે;
રૂંગ દેખી રીઝે. નહીં દ્રષ્ટે દોષ ખડાહે.
આપકો ન સીધે કાજ, કત પરકો અકાજ;
લોકુંકી છાંડી લાજ, અસૂયામેં અડયોહે.
મનવાણી કાયા ક્રૂર, ઓરકું શતાયે શુર;
કામ ક્રોધકો હજૂરી, બીધી કયું ઘડયોહે.
કહત હે કવિગંગ, સુનો દિલ્હીપતી મેરે:
દુનીયામેં દુઃખ એક, દુર્જનકો બડોહે.

**તાનસેન**—દુર્જન, વ ચુગલખોરકા દુઃખ બડાહે ! ગંગકવિ !

**ગંગકવિ**—તાનસેનજી, ચુગલખાજ અપની ચુગલીકા વકત ચૂકતા નહીં.

**તાનસેન**—ગંગકવિ, કેશવદાસજીને એક કવિત કહાહે કેઃ—

કવિત.

ચૂકજાત ઝવેરી જો, હીરાકી પરીછા જાને;
ચૂકજાત રાગી ગુન, ગાવત ગુનવારીકો.
ચૂકજાતહે પંડિત, પઢેયા બેદ ચારીકો;

ચૂકજાત બ્રહ્માઅંક, લીખત નર નારીકો.

ચૂકજાત તેજી તુરંગ, પશુ ઓર પંછી સારે;
ચૂકજાત ઐરાવત, ગજ ઇંદ્ર અસ્વારીકો.

કેતહે કેશવદાસ, શૂરા રનહુંમે ચૂકેઃ
એક સુગલ ચૂકત, ને સમેં દુષ્ટ ચારીકો.

**ચાંપરાજ**—(સ્વગત) અપના શત્રુ જબ અપને શરણ આયા, તબ ઉસ્કા રક્ષણ કરનાં વો ક્ષત્રીકા ધર્મ હે, મગર ઇસ બાદશાહ કે આગે ઉસ્કા બચાવ હોનાં મુશ્કિલ હે, લેકીન અરજતો કરનાં, પીછે કયા જવાબ મીલતાહે ! દેખેંગે !

### બીહાગની ગજલ.

(મુજે કોન ધરસેં લાયા ઇંહાં) એ ચાલ.

એણે કૃત્ય કીધું કદી આવું, પણ હું શિક્ષાનો હાથ ઉઠાવું -એણે.
આપ ખુદાવીંદ કરો મહેરબાની, માફી દીયો એને અરજ સુણાવું.-એણે.
વળી શરણે એ આવ્યોછે મારે, ક્ષત્રી બીરદ આપ થકી પળાવું.-એણે.
હોડ હાર્યો એ શિક્ષા તો પામે, હું એ ચાહું તો એનું શીશ ઉડાવું.-એણે.
ગુણપર ગુણતો સૌએ કરેછે, અવગુણપર ગુણી જગમાં કહાવું.-એણે.

નામદાર, મેરી એક અર્જ હે આપ ઉસ્કું માફી દીયો, ક્યું કે ઇસ કામસેં ઉસ્કું બહોત ખેદ હુવા હે, ઓર વો મેરે શરન આયા હે, આપ દિલ્હીશાહને હમ ક્ષત્રી લોગુંકે ધર્મકા સદા રક્ષણ કીયા હે.

**અકબર**—ચાંપરાજ, મેરી દુવાઇમેં એસા ઇનસાફ કભી હોતા નહીં, ઉસ્કા જાન મેં અવસ્ય લઉંગા.

**બીરબલ**—ઠાકોર, તુમારી સાથ શરત મેં વો શીકસ્ત પાયા, ઉસકા જાન અબ બચે વેસા નહીં હે

**કાજી**—બચે કેસે! શેરએક, અબ તો ખુદા પલટ ગયા, લાઇલા ઇલલા મહમદરસુલુલ્લાહકું યાદ કર.

**બીરબલ**—ખુદાવીંદ, ચાંપરાજ હાડાકી ક્ષત્રી ધર્મકી બાત નિગાહમેં લેની ચૈયે.

**કાજી**—સજા તો અવશ્ય હોની ચૈયે, ફાંસીકી નહિ તો દુસરી.

**અકબર**—(ચાંપરાજનો એ વાતમાં આગ્રહ જોઇને) અચ્છા ! તુમ સબ એસી ગોહેરાંસ કરતે હો ઓર ચાંપરાજ ઠાકોર, દુશ્મનકું શરન આયા પીછે મારી દેતાહે વો એક રાજનીતીકી રાહ હે, ઉસપર નજર કરકે મેં ઉસ્કું દેહાંત દંડકે બદલ જીંદગાની તલક દેશ નિકાલકી સજા કરતાહું.

**ચાંપરાજ**—ખુદાવીંદ બડી મહેરબાની કીહે, હમારા શરણાંગત રક્ષક જો બીરદ હે, સો આપને કબુલ રખા, ખુદા આપકું સલામત રખો.

**તાનસેન**—ઠાકોર, તુમારી સજ્જનતાકું ધન્ય હે.

**ગંગકવિ**—　　કવિત.

સહત સંતાપ આપ, પરકો મીટાય તાપ;
કરૂણાકો દ્રુમ શીત, છાંયા સુખકારી હે.
શૂરવીર ક્ષમાવાન, ખુંદી પતિ માન નહીં;
જ્ઞાનકો નીધાન ભાણુ, ગંભીર ગુણધારી હે.
દોષ દિલ નહીં લેવે, શર્ણ આયે સુખ દેવે;
પરમાર્થ વૃતિ જીસકું સદા પ્રાણપ્યારીહે.
કહતહે કવી ગંગ સુનો દિલ્હીપતિ મેરે;
વિશ્વમેં વિરલા નર સજ્જનકી બલીહારીહે.

**બીરબલ**—શાબાશ હે ગંગકવિ, સજ્જનકા અચ્છા ચિત્રદિયા !

**ચાંપરાજ**—વો નામદારકા પ્રતાપ હે.

**બીરબલ**—ચાંપરાજ નામદાર અકબર બાદશાહ હરહમેશ રજપૂતકા માન બહોત રખતેહે. ઓર રજપૂતોભી ઉસ્કુ ચાહતે હેં.

**અકબર**—બીરબલ ચાંપરાજ ઠાકોરકી ઓરત એક ખુદાકી વલ્લી વ ઉસ્કે ઘરકી કનીઝક હે, ઉસ્કી નેકી બહાદૂરી લ્યાકત, વ ઇમાનદારીપર મેં આફ્રીન હું.

**બીરબલ**—જહાંપનાહ, મેં તો ઉસ્કી હિમ્મતપર આફ્રીન હુવાહું, કે બીલકુલ ઉન્ને કહાંસી લોભ ખાયા નહિ ઓર કલબલસે અપના સત્ય જાહીર કર દીયા.

પૃથુરાજ—હુજુર જબ વિગ્રહ ઓર આપત્તિકા સમય આતાહે, તબ હમારે રજપૂતોકી ઓરત છુપકે ઘરમેં બૈઠ નહિ રહેતી, મગર મેદાનમેં આકર જાહીર હોતી હે.

માનસિંહ—ક્ષત્રી નારીને કેસે કેસે સંગ્રામ કીયા હે, સો ઇતિહાસમેં પ્રસિદ્ધ હે.

તાનસેન—એસેં બહોત હે, ઉનકે પરાક્રમ ભી ક્ષત્રીવીર જેસાહે.

ગંગકવિ—ક્યું ન હોવે ભોજ કરણ બિક્રમ, હરિશ્ચંદ્ર જેસેં *ઇસ્કે ઉદરસેં પ્રગટ ભયેહે.

કવિત.

છુપી નહી સુલોચના, રઘુવીરકી સભામેં;
કલંક શીર આયો, મુખ હસાયો હજારમેં.
જગદેવકી વનીતા, વીરમતી છુપી નહીં;
બાલસીંહ માર્યો જીને સદરાકી વારમેં.
છુપી નહીં તારામતી, હરીશ્ચંદ્ર જુકી રાની;
પતીસંગ જુતી, નીચ ઘરં વ્હેવારમેં.
કહત હે કવીગંગ, સુનો મેરે દિલ્હીપતી;
છુપી નહી હાડા નારી, મુગલુંકે દરબારમેં.

અકબર—બડી હિમ્મત ઉન્ને ચલાઇ હે અબ મેરે દિલમેં એસા આતાહે કે યહ ચાંપરાજકી ઓરતકા દિદાર કરના, ઇસ્કી જોડી સારી આલમમે કીધરભી નહીં, ઇસ્કા દીદાર કરનેહારા બંદા જરૂર ખુદાકી જીન્નતમેં જાયગા.

બીરબલ—બીન અંદેશે, ( દાસી પ્રતી ) ક્યું દાસી, તેરી બાઇકું પૂછ કે નામદાર અકબર બાદશાહ તુમારા દીદારકી ઇંતેજારી રખતે હે.

સોનારાણી (પડદા અંદરથી.

રાગ ઉપર મુજબ.

મુજ ઉપર ગુજરી પિતા પાદશાહ જાણી,
હું હવે ચાંપુકા નથી હાડાની રાણી.

મને ક્ષમા કરો દિલ્લેશ, ક્ષત્રીની રીતી;
હું નહીં દેખાડું મૂખ, સતીની નિતી.

**ચાંપરાજ**—અકબર બાદશાહ અપને માતપિતા તુલ્ય હે, ઓર અપને ઉસ્કે બાબબચ્ચે હે, ઉસ્કું મુખ દીખાને મેં કુછબી હરકત નહી.

**સોનારાણી**—જેસી રાજાજીકી આજ્ઞા!

**અકબર**—(પડદાની અંદર મૂખ રાખીને) બેટી ખુદા તુજે આબાદ રખે, ઓર તેરા ખાવીંદસેં તેરા પ્યાર દીન બદીન જયાદા હોવે એસી મેરી પરવરદીગાર કે પાસ આરઝુ હે, (તખ્તપર બેસીને) ચાંપરાજ ઠાકોર તુમરી ઓરત મેરી બેટી હે, ઓર તુમ ઉસ્કે ખાવીંદ મેરે દામાદ હો, મેંસી બેટીકી અવલસેં આખર તલક નેકી ઓર પાક હુરમતમંદી દેખકે મેં બહોત ખુશ હુવાહું, અબ તુમારી પેશકશી મુગલ રાજકું મોકુફ હે, તુમારી છે માસકી નોકરીબી માફ કરતાહું; તુમ તુમારે રાજ્યમેં જાઓ, ઓર બડી મજેસેં અપના રાજ્ય કરો, ઉસમેં જ્યાદે મેં મેરી બેટીકું હાથજા દાખલ તુમારેકું પંચાસ ગાંઉંકી ઉપજ ઇનાયત કરતાહું. ઓર હકતાલાકી પાસ સદા બંદગી કરતાહું કે તુમારા દોનુકા પ્યાર જેસાહે તેસા સદા કાયમ રહેવે, વેસા સચ્ચે જીગરસેં મંગતાહું.

**ચાંપરાજ**—ખુદાવીંદ, આપ સદા આબાદ રહો, ઓર ક્ષત્રીકા નેક સંબંધ મૂગલ રાજસેં સદા કાયમ રહો.

**અકબર**—ચાંપરાજ ઠાકોર, ખુદાકી ફજલસેં તુમારી ઓરત, મેરી બેટી જેસી પાક ઓરત તુમ ક્ષત્રી લોગમે પેદા હોવે, એસી ઇનસાનપર હકતાલાકી રેહેમ મંગતાહું.

**બીરબલ**—નામદાર, આપકી સલ્તનતમેં એક જગ મશહુર યહ કિસ્સા બનાહે.

કાજી—હાડાકી રાની સોનારાનીકી જો તારીફ કરે સો કમ હે.

ગંગકવિ—     કવિત.

ધન્ય હે ક્ષત્રીકી પુત્રી, હાડાકી નારી પ્યારી,
ગુહસેં ચલી પતીકી, પીડકું પીછાન કે;
કંકર રૂ કંટકકે અરણ્યમેં ચલી આઈ;
શોહન જયું હાથકીની, સર્વ વાતે શ્યાનીહે,

ગુનિકાકો સ્વાંગ લીનો, દિલ્હીશ રંજન કીનો;
પતીકું ઉગાર દીનો, જુક્ત એસી આનીહે;
કહતકે કવી ગંગ, સુનો મેરે દિલ્હીપતી;
હાડાકી પટરાની વો, તો જોગમાયા જાનીહે.

તાનસેન—હાં ગંગકવી, સચ્ચી જોગમાયા! ઇસમેં બીલકુલ અંદેશા નહીં.

કાજી—ખુદાવીંદ! બુંદીકોટાકી માલન, જીન્ને યહ રાનીકું ફંદેમેં ફસાઇ ઉસ્કું સખ્ત નશીયત મીલની ચેયે.

અકબર—બીરબલ, વો માલનકું બુંદીકોટાસેં ઇધર મંગવાકે ઉસકા નાક ઓર કાન કાટકર સારા શહેરમેં ફીરાકે દેશનિકાલ કરના.

કાજી—ગધ્ધેપર બીઠા કે દેશપાર કરની ચાહીયે.

અકબર—હાં; એસા કરના.

ચાંપરાજ—જહાંપનાહ, એસા નહીં હોનાં ચાહીયે. કયું કેવો મેરી પુરી હુઇ તબ અંદર દાખલ હુઇ, વાસ્તે ઉસ્કે નાક કાન કાટોગે તો મેરી પુરીકે કાટા બરાબર હોગા, જીસ્કેલીયે મેરી અરજ હે કે ઉસ્કુંભી સારી મીલની ચેયે.

અકબર—અચ્છા, વહાં તુમારી મરજી હોવે વેસા કરનાં.

ચાંપરાજ—(રાણી સહીત) ખુદાવીંદ અબ મેં રૂકસત ચાહતા હું. (જાય છે.)

અકબર—બહોત અચ્છા. (બીરબલ પ્રતિ) બીરબલ કચેરી બરખાસ્ત કરો. ઓર યહ કિસ્સા આઇનિ અકબરીમેં લીખના.

બીરબલ—બહોત અચ્છા સરકાર.

ગંગકવિ— કવિત.

મિત્ર મહાકસિંહ જેસે, ધન્ય તેંસે ચાંપરાજ;
ક્ષત્રીવટ ખરી છાપ, જીનકે અંગ જાનીહે.
ધન્ય હે સોનરાણી, સુપુત્રકી વીરમાતા;
સતી નારી એક દેખી પ્રગટ તો પ્રમાનીહે.

ધન્ય મીયાં શેરબેગ, સૌબેંકી કસોટી કીની;
તેરીભી દુરજનતા, જગમેં લખાનીહૈ.
કહે ગંગ ધન્ય ધન્ય, અકબ્બર જેસે શાહ;
નેકીકી નેકી જીસને પૃથવી મેં પીછાની હે.

(એ કવિતમાં આખા કીસ્સાના મુખ્ય માણુસોના તાત્પર્ય તથા શેરબેકની સ્તુતિ નીંદા ઇત્યાદિક શ્રવણુ કરી કવીના ચાતુર્યની પ્રસંશાની વાતચીતની સાથે કચેરી બરખાસ્ત થાય છે)

**ચોપદાર**—( શાહ ઉઠતી વખતે ) આસ્તે કદમ, મુબાકતસેં કદમ, આજુસેં બાજુસેં નીગાહ રખો મહેરબાન.

(સરવે જાય છે.)



# પ્રવેશ ૬ ઠો.

**સ્થળ—રસ્તો.**

**સુમતિ**—(સ્વગત.)

જય જગદીશ્વર! તેં સહુનો ધર્મ રાખ્યો ? શાબાશ છે પૂત્રી સોનરાણી, શી તારી હિમત ! ને શું તારૂં ચાતુર્ય ! રજપૂતોમાં આવી સ્ત્રીઓ હોય છે, આપત્તિકાળમાં યુદ્ધ પણ કરે છે, ને એક વીર પુરૂષનું સૂરાતન ધારણુ કરે છે, એ ઇતિહાસીક ખીના આજ તેં સિદ્ધ કરી દેખાડી, હાડાના ઘરમાં તો આવાંજ રત્ન જોઇયે ! પણુ રત્નનું પારખું પરમેશ્વરે કર્યું ! નહિ તો દાટ વળી જાત, હું આવ્યો ! પણુ કઇંક મોંડો ! મારૂં પ્રયત્ન શું આ બાળા જેવું ફતેહમંદ ઉતરત ? ના, ના, આ કુલીન વહુએ જે પરાક્રમ કર્યું તેની જવાંમરદી તો વિરલ અબળાઓમાં હશે ! પણુ હવે વધારે આંહી નહીં રોકાતાં રાજા રાણીને મળી બુંદીકોટા તરફ પ્રયાણુ કરવું જોઇએ. ત્યાંની વ્યવસ્થા મારા પૂત્રને સોંપી છે, હરકત તો નથી તોપણુ પ્રજાની આતુરતા આવો બનાવ બન્યો છે, તેથી તે જાણુવા ઘણીજ હોવી જોઇયે. કોઇ પણુ પ્રજા મંડળ રસ્તેજ મળવું છે. ચાલ હવે જલદી જઇ રાજાને મળું. (જાયછે.)

# પ્રવેશ ૭ મો.

**સ્થળ—દિલ્હીમાં ચાંપરાજનું મુકામ.**

**પાત્ર—ચાંપરાજ—સોનરાણી, સુમતિ, સંગિતભદ્રા.**

**ચાંપરાજ**— (સ્વગત)

**માલીની છંદ.**

હર હર શિવ મેં શું ક્રોધ કીધો નઠારો;
દુરજન છલમાની, ફેરવ્યો મગજ મારો.
ધિક ધિક પલમાંહે, પ્રીત સાચી વિસારી;
ધર જંઇ ફિટકારી, શુદ્ધ રામા બિચારી.
ખરિ હતિ પ્રિય મારી, નોતી એરે નઠારી;
વિરુધ વચન ત્રાડી, દૂભવી પ્રાણ પ્યારી.
ધન ધન ધન કાંતા, હેત તારૂંજ ગાઢું;
હર હર નિરદોષી, ઊપરે ખડ્ગ કાઢ્યું.

અહાહા ! કેવું મારા હાથથી સાહસ કામ થયું, કોઇ પણ વાતનો વિચાર ન કરતાં એક નિર્દોષી નારપર જઇ ગેરવાજબી હુમલો કર્યો, આહાહા ! આ પશ્ચાત.પ શી રીતે શાંત થાય, દૈવ આ શું તેં મુને ભૂલ ખવરાવી ! અરે ઓ હૃદયનો હું કાચો પરીક્ષક નિવડયો, અરે દિવ્ય સતી, તારાં શૂરવીર પ્રયત્ન ! તારૂં. સમયોચિત આગમન ! તારૂં ક્ષત્રી અંકુર પ્રજ્વલીત અભિમાનને ! તારી વીર હીમ્મત, જો દિલ્હિ પહોંચી ઉપયોગી થયાં નહોત, તેં શરમનો પડદો દૂર મૂકયો ન હોત, તેં દિલ્હીશાહને અનુપમ કળાથી ખુશ કર્યો ન હોત, તેં વચન પાસમાં તેને બાંધ્યો ન હોત તો, તારો સ્વામી આ મૃત્યુ લોકની ભૂમીપર આજ હયાત નહોત ! અરે તણુ તુલ્ય મૃત્યુ દુખદાયક ન થાત, પણ એક નિરપરાધી સતયુગની સતીને મનમાં મંઝાવીને મરવું પડશે સઘળું

પ્રગટમાં ન આવત, અને મહા અનર્થનું એક કાર્ય થાત! ધન્ય! છે ધર્મપત્ની! તેં કેટલાં સંકષ્ટ સહન કર્યાં, તેં કંકર કંટકયુક્ત અરણ્ય ઓળંગ્યા, તેં વિપત્તિ સમયમાં વિરશ્રઅને વીરકંકણુ બાંધ્યા, તેં બુદ્ધિના તાર્કીક તત્વો એક અપરાધી પ્રાણુનાથને માટે ઉદાર અંતઃકરણથી વાપર્યાં! તો અંતે શ્રી જગદીશ્વરે સત્ય મૂર્તિને ન્યાય આપ્યો! એનો ગુપ્ત પડદો અઘટિત ઘાટ ઘડતોજ નથી!

**સોનરાણી**—(પ્રવેશ કરીને) પ્રાણુનાથ, આમ શું વિચારમાં લીન થયા છો, હસતા વદનથી વાતચીત કરો, કેમકે શ્રી જગદીશ્વરે સત્યનો પ્રકાશ આપના પૂન્ય પ્રતાપથી કર્યો છે,

**ચાંપરાજ**—પ્રિયા, આ સાહસીક ભર્ત્તાનો અપરાધ તેં ક્ષમા કર્યો? તુંને મારૂં મુખ દેખાડતાં હવે મુંને શરમ લાગે છે.

**સોનરાણી**—પ્રાણુનાથ એ શું બોલોછો! આવા પ્રસંગતો હું સર્વદા ઇચ્છુંછું. મારા અંતઃકરણુની કસોટી આ સિવાય બીજે કયે ઉત્તમ પ્રસંગે થવાની હતી! આતો મારી ઉત્કંઠા ઇશ્વરે પૂર્ણ કરીછે.

**ચાંપરાજ**—પ્રિયા આ દિલગીરી મુંને જીંદગાની પર્યંત વિસરવી નથી. આતો મારા હૃદયમાં કારી જખમ લાગ્યો છે.

**સોનરાણી**—પ્રાણુનાથ, એ બીલકૂલ મનમાં ન લાવવું. દૈવ આવી વિપત્તીઓ ન નાંખે, ત્યારે દંપતિના સ્નેહનું પારખું કેમ થાય! હરીશ્ચંદ્ર ને તારામતિ, નળને દમયંતિનાં ચરિત્રપર આપ વિચાર કરી જુઓ! એતો મનુષ્યચરિત્ર ચક્રમાં એવું થાતુંજ આવે છે. એમાં બીલકુલ આપનો દોષ ન સમજવો! દુર્જનનાં પ્રપંચથી સજ્જનોને દુખ સહન કરવાં પડે છે. પણ અંતે સત્યનો જય થાય છે.

**ચાંપરાજ**--પ્રિયા, દિલને ઘણું સમજાવુંછું પણ શાંત કેમે થતું નથી!!

**સોનરાણી**—(એ સાંભળી)

ગજલ કેરબાની.

શુણો પીયુ મારા એ પારખું. પ્રભુ બન્નેને પ્રેમ પૂરા કરે. એ ટેક.
નથી વાંક તમારો પ્યારા પતિ, તમને ખાતરી જો હુમાં હતી,
કીધી હોડ હામ ધરી તમે, ભરી સભામાંહે વિનાડરે; શુણો,
દુઃખ આને તો બચાવે પતિ, પીયુ દુઃખે કામ આવે સતી,
જો પ્રિતી ખરી નર નારીની, નવ ગુપ્ત રેશે કદી અરે; શુણો.
આ બનાવ અત્રે એવો બન્યો, વેહેમ મારો પક્કો થયો ઘણો,
ભલે સાહસ તમોએ કર્યું, નથી દોષ નાથ એમાં ખરે; શુણો.
આ જગમાં દુર્જન જે વસે, તે બીજાનું બુરૂં કરી હસે,
તેવા નરથી ચેતતા ચાલજો, તો જીવીત સાચું થશે અરે. શુણો.

પ્રાણુનાથ, આ વાતનો વિચાર છોડી દો, કેમકે આપણી બંનેની ગેરહાજરીમાં આપણી પ્રજા આક્રંદ કરતી હશે! પ્રધાનજીનું ચિત્ત પણ વ્યગ્ર હશે! કેમકે આ બાબત એક પત્રથી સુમતિ પિતાને ખબર દઇ હું એકાએક આંહી આવીછું. માટે હવે બુંદીકાટા તરફ પ્રયાણનો વિચાર જલદી થાયતો સારૂં.

**ચાંપરાજ**—પ્રિયા ત્યારે તો પ્રધાન સુમતિને ચેન પડશે નહીં માટે ચાલો જલદી બુંદી કોટા તરફ કુચ કરીયે!

**સંગીતભદ્રા**—(પ્રવેશ કરીને) મહારાજ, પ્રધાનજી સુમતિ અત્રે અહીં આપની પાસે આવે છે.

**ચાંપરાજ**—(રાણીને) સાંભળો પ્રીયા, હમણુંાંજ આપણે કહીયે છીયે કે એ નિર્મળ સ્નેહીને વફાદાર વૃધ્ધને ત્યાં ચેન પડશેજ નહિં.

**સુમતિ**—(પ્રવેશ કરી) રાજા, કુશળ છો! શ્રી હરીનો આભાર. માનો! મારી વહાલીરા પુત્રી સારી પેઠે છે?

**સોનરાણી**—હા, (નીચુ જુવેછે)

**ચાંપરાજ**— વહાલા સુમતિ, તમે આંહી એકી શા માટે આવ્યા.

સુમતિ—રાજા, મને સુખ કેમ પડે! તમો બંનેપર આવી આફત! ત્યારે શું મારે રાજમાં બેસી રહેવું! મારો ધર્મ શું!

ચાંપરાજ—સુમતિ. ઇશ્વરે આબરૂ રાખી છે, મારાથી કેટલુંક કાર્ય અવિચારનું થયું છે.

સુમતિ—રાજા, તારો દોષ નથી, મેં આંહી દિલ્હીમાં આવી બધી હકીકત સાંભળી છે. પ્રપંચી શેરબેકનાં એ બધાં કૃત્ય! તેના પાપી કર્મની પ્રભુએ તેને શિક્ષા પુરી આપી છે, અકબરશાહ જેવા નેક પાદશાહની નોકરી કરવી ઘટારત છે! બધે દાનાઇથી કામ કર્યું છે.

ચાંપરાજ—મારૂં માન તેમણે ઘણું સાચવ્યું છે.

સુમતિ—એ બધું મારા સમજવામાં છે. પણ રાજા, ઇશ્વરે સૌનો ધર્મ રાખ્યો છે, નહીંતર મારા વૃધ્ધ શરીરને ખુંઢીકોટાના સ્મશાનમાં અગ્નીદાહ થાત નહિ.

ચાંપરાજ—તેતો મેં રાણીને પહેલાંથીજ વાત કરી હતી, કે સુમતિ બાપાને ત્યાં ચેન નહિ પડે.

સુમતિ—રાજા, તારી રાણીએ તો રંગ રાખ્યો છે! કોઇનું કામ પડવા ન દીધું! મા દીકરી તો એવીજ જણજો!! રાજા, એવી અર્ધાંગના ત્રણ ભુવનમાં મળવી મુશ્કેલ છે! આવી હિંમતવાન બાળાઓ વિરલ હોય છે!

સોનરાણી—એ બધો પ્રાણનાથનો પ્રતાપ છે.

ચાંપરાજ—અધાનજી હું સાહસ યાદ કરૂંછું ત્યારે જીવને ઉદ્વેગ ઘણો થઇ જાય છે કે વિનાકારણ મેં એને—

સોનરાણી—વીના કારણ નહી પણ સકારણ.

સુમતિ—રાજા, એ ન સંભારવું, ભાવી જે બનનાર હોય તે મિથ્યા થાય નહિ, પણ હવે વિલંબ ન કરો કેમકે સૌને હસતે મોહોઢે જોવાનો દિવસ ભગવાને આપ્યો. હવે આપણા ગયા પછી ખુંઢીકોટામાં આનંદ ઉત્સવ વરતાશે.

ચાંપરાજ—હા, હવે ખુશીથી ખુંઢીકોટા તરફ રવાના થઇયે, હવે માત્ર મારા દિલજાન મિત્ર પહાડસિંહને મળવું બાકી છે.

**સુમતિ**—રાજા, એને તો મારે પણ અવશ્ય મળવું છે. એને ઉપકારનાં બે વચન કહી તેનાં પવિત્ર દર્શન કરવાં છે. એ ધર્મસિંધુએ તો નિવી વર્ણાવી છે.

**ચાંપરાજ**—ચાલો ત્યારે મારીજ સાથે ( સોનરાણીને ) તમે પણ મારા મિત્ર પહાડસિંહને ત્યાં ચાલો.

**સોનરાણી**—આપની આજ્ઞાને આધિન છું.

**ચાંપરાજ**—(મુખ મલકાવી) બહુ સારૂ ત્યારે, ચાલો ત્યાં જઈયે.

**સોનરાણી**—પણ આથી હવે તમારૂં વિશેષ પ્રિય હું શું કરૂં.

**ચાંપરાજ**—જગતમાં તમારા જેવી સતી સ્ત્રીઓ થાઓ.

**સુમતિ**— કલ્યાણની ગજલ.

પ્રિયા પ્રત્યે નરો, સાહસ નવ કદી કરો;
સોનરાણીનું ચરિત્ર, ચિત્તમાં ધરો. ટેક.
ચાંપરાજ ખુંદીકોટાનો, રાજા જે વિખ્યાત;
ચરિત્ર તેની સોનરાણીનું, સંભળાવ્યું હે ભ્રાત, પ્રિયા.
દોષ કલંકો નરનારીના, સુણી પરસ્પર બાત;
વગર તપાસે ત્વરા કરી, નવ કરશો સાહસ ઘાત. પ્રિયા.
પવિત્ર દિલની પત્ની હોયે, કોઈ દિન નહિં ફસાય;
મલીન દિલની હોય માનની, ક્ષણમાં પલટી જાય. પ્રિયા.
સ્વભાવ મળતા નરનારીના, અવધિ એ છે સૂખ;
વળી હોય વિદ્યારસ ભોગી, કદી ન ઉપજે દૂખ. પ્રિયા.
યોગ્ય ઉમરે પરણે બંને રૂપ ગુણ ભરપૂર;
પુત્ર રત્ન પાકે તેમાંથી, જયહિતકારક શૂર. પ્રિયા.
સ્વામી થાઓ નિતી ચાતુર, પ્રિયા પ્રેમ મગન,
પતી ભક્તિમાં લીન નારીઓ, ક્ષણ નવ જુદાં મન પ્રિયા.
આર્યસુબોધ સદાએ માગે, ઈશ્વર પાસ વચન;
ભારતભૂમિમાં જોડાં જયપતિ, દંપતિ નિર્મલ મન. પ્રિયા.

પ્યારીપર વેહેમો લાવી નર, કરો ન સાહસ કામ;
એ ઉપદેશ જણાવા માટે, ધરી હમોએ હામ. પ્રિયા.
નર નારીનાં જોડાં મળતાં, પણ વિદ્યાની સાથ;
સ્વર્ગ સૂખ જાણો જગદીશે, આપ્યું હાથોહાથ. પ્રિયા.
હે! સદ્દગ્રહસ્થો કીધો પૂરણ, ખાતે ભજવી ખેલ;
ભૂલચૂકની માફી દેશો, નીતી માટ રચેલ. પ્રિયા.
તસ્દી લઇને તમો પધાર્યા, એ ઉપકાર અમાપ;
વાઘવિરચિત આ નાટક જોવા, ફરી પધારો આપ. પ્રિયા.



# જાહેર ખબર



મોરબી આર્ય સુબોધ નાટક મંડળીનાં

## મોટાં પુસ્તકો તથા ગાયનો.



સતી અનસૂયા નાટક (સચિત્ર) રૂા. ૧-૪-૦ ભર્તૃહરિ નાટક સચિત્ર ૧-૪-૦ ચાંપરાજ, રાણકદેવી, રાજસિંહ, જગદેવ, ત્રિયારાજ, ત્રિવિક્રમ, ચંદ્રહાસ એ દરેક મોટા પુસ્તકની કીમત રૂા. ૧-૦-૦

### ઓપેરાઓ.

ઉપરના નાટકોના ઓપેરાઓ ઉપરાંત, કંસવધ, વીરબાળા, દેવયાની, રાજતરંગ, બિબુધવિજય, સરસ્વતી, રમારણજીત, મદાલસા, અંબરીષ, પુનર્જન્મ, બુદ્ધદેવ, શૃંગીઋષિ, ભાવિપ્રાબલ્ય, એ ઓપેરાની કીમત રૂા. ૦-૨-૦

☞ સુકન્યા-સાવિત્રી નાટકનું મોટું પુસ્તક (સચિત્ર) ટુંક મુદતમાં બહાર પડશે.

**મૂલજી આશારામ ઓઝા—માલેક.**

